## અર્પણ

### સૌ. રંજનને

વિલાય રંગો નભ ઈન્દ્રચાપના
ને ઘોર ભેંકાર તમિસ્ર આવરે;
ન ચંદ્ર, તારા, રવિની પ્રભાકલા,
દિશે દિશા ધુમ્મસ-મ્લાનતા ધરે;
ત્યારે મૃદુ અંતર સૌમ્ય જ્યોતિ
ઉજાળતી શાશ્વત પંથ કોટિ
જલી રહે નિર્મળ પ્રેમની; હું
ચહું, ચહું છેવટ એટલું ચહું !

❧

# અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ | અભ્યર્થના | ૧ |
| ૨ | પ્રતિમા | ૨ |
| ૩ | રહું ત્યાં, રાચું ત્યાં | ૩ |
| ૪ | હૈયે મારે સ્ફુરે જે | ૫ |
| ૫ | જ્યોતિ | ૬ |
| ૬ | પ્રણયભરમ | ૭ |
| ૭ | હૃદયને | ૮ |
| ૮ | એ વાદળી | ૧૦ |
| ૯ | પ્રભુના તણા રાજ્ય હો ! | ૧૧ |
| ૧૦ | વિવેચક ચતુષ્ટય | ૧૨ |
| ૧૧ | ઝંખના | ૧૩ |
| ૧૨ | જીવનની કરુણતા | ૧૪ |
| ૧૩ | ગણું ભાગ્ય એ ! | ૧૫ |
| ૧૪ | શાને ? | ૧૬ |
| ૧૫ | વિલાપ | ૧૭ |
| ૧૬ | આર્તરટણા | ૧૯ |
| ૧૭ | મનીષા | ૨૦ |
| ૧૮ | આનંદ હો ! | ૨૨ |
| ૧૯ | જાગી ઊઠો પ્રભાત | ૨૫ |
| ૨૦ | ગાન કોના ગળાના ? | ૨૬ |
| ૨૧ | વાદળી વરસી ગઈ ! | ૨૭ |
| ૨૨ | આજ મારું મન ડોલે રે ! | ૨૮ |
| ૨૩ | ન જાણું ! | ૨૯ |
| ૨૪ | તને હું દુનિયા કહું | ૩૦ |
| ૨૫ | અમારું જગત | ૩૧ |
| ૨૬ | કુમુદિની | ૩૨ |
| ૨૭ | અનુત્તરા | ૩૩ |
| ૨૮ | કોલેજમાં ફૂલો | ૩૪ |
| ૨૯ | શિશુને | ૩૭ |
| ૩૦ | જિંદગીના સુશોભનો | ૪૦ |
| ૩૧ | નિષ્કિંચન | ૪૩ |
| ૩૨ | દિવ્યરમ્યા પરિસ્થિતિ | ૪૪ |
| ૩૩ | લતાનો પ્રશ્ન | ૪૭ |
| ૩૪ | ટપાલી કાગળ વહેંચો રે ! | ૫૧ |
| ૩૫ | નૂતન પંથ પર | ૫૩ |
| ૩૬ | વહેવા દે ગીત કવિ | ૫૪ |
| ૩૭ | એક અભિનાષે | ૫૫ |
| ૩૮ | પ્રિયાબંધુ ! | ૫૬ |
| ૩૯ | જીવી જાણએ જુવાની | ૫૭ |
| ૪૦ | રૂપ આરાધના | ૫૮ |
| ૪૧ | અફળ મિલન | ૫૯ |
| ૪૨ | વિસંવાદ | ૬૦ |
| ૪૩ | સલામ | ૬૧ |
| ૪૪ | પ્રથમ મિલનની સ્મૃતિ | ૬૨ |
| ૪૫ | સખિ ! તું-વિરહિત વિશ્વમાં | ૬૪ |
| ૪૬ | ઉચ્ચૈ: હસું | ૬૫ |
| ૪૭ | વિષમ વિધિને | ૬૬ |
| ૪૮ | ગાર્હસ્થ્યાદર્શ | ૬૭ |
| ૪૯ | હે પુષ્પ ! | ૬૮ |
| ૫૦ | જવાહીર | ૬૯ |

૫૧ નોકરી ૭૦
૫૨ અમતા ? ૭૧
૫૩ મુક્તિદેવ ૭૨
૫૪ સ્વાગત ૭૩
૫૫ સ્વપ્ન ૭૬
૫૬ કોઈ પેલા જોગીની આખડી હસાવે ૭૮
૫૭ રૂપાનુ રાજ ૮૦
૫૮ સૂરજ ઊગ્યો રંગ સોનેરી! ૮૨
૫૯ ત્રજ ગગન લહરાય! ૮૩
૬૦ ઉષા ૮૫
૬૧ પર્વશિરોમણિ ૮૭
૬૨ ધન્ય દિવસ ૮૯
૬૩ બાળવા ને ઉજાળવા ૯૧
૬૪ મજન ૯૩
૬૫ અવધૂત ચાલ્યો ૯૫
૬૬ ધરિત્રીનું રુદન ૯૭
૬૭ પૂ. મહાત્મા ગાંધીજીને ૯૯
૬૮ નંદનવનનું પંખી ૧૦૦
૬૯ સ્વ. કવિ મેઘાણીને ૧૦૧
૭૦ જોગીના જોગ કોઈઝીનો ૧૦૩
૭૧ મહર્ષિ ટાગોરને ૧૦૪
૭૨ શ્રાવણ માસે ૧૦૫
૭૩ વર્ષાના વાયરા ૧૦૭
૭૪ હે જલ વરસો ૧૦૮
૭૫ ધરતીનો સાદ ૧૧૦
૭૬ મેહુલિયે મ્હેર કરી રે! ૧૧૧
૭૭ પ્રીતના ગીતો ગાજો ૧૧૨
૭૮ રજા પડી હોત! ૧૧૩
૭૯ કવિશ્રી ખબરદારનો મરશો ૧૧૫
૮૦ આ યુગના કવિઓ ૧૧૭
૮૧ કહી દે હે મમ પુસ્તક કવિતના ૧૧૮
૮૨ શુદ્ધ થાવા દીઓ સૌ ધરી અગ્નિને ૧૨૦
૮૩ સમાન હક ૧૨૧
૮૪ પ્રિયા રસિકા ? ૧૨૩
૮૫ અરમણીય મૂંઝવણ ૧૨૪
૮૬ આપની યાદી ૧૨૫
૮૭ બે મિનન ૧૨૭
૮૮ કેશશત્રુઓને ૧૨૯
૮૯ લીટી રચાતી ચાલી ૧૩૧
૯૦ પુલ ઉપરથી ૧૩૩
૯૧ પ્રણય અને પરિણય ૧૩૪
૯૨ દેવ દુદુંભી ગાજે ૧૩૫
૯૩ શું ભેટ્યો'તો સિંહ ? ૧૩૭
૯૪ એક ક્રોનેજિયનને એરી ટેલ ૧૩૮
૯૫ કવિકાવના કૃષ્ણ સુદામા ૧૪૧
૯૬ કોનેજ વિદ્યાર્થીને ૧૪૨

## આ લેખકની અન્ય કૃતિઓ

માનવતાનાં લિલામ ( નવલકથા )

'અંકલ ટૉમ્સ કૅબિન' નો ગુજરાતી અનુવાદ : કાકા સાહેબ કાલેલકરના પ્રવેશક સાથે.

(૧) સુખી જીવનની પગદંડી :

ગૃહજીવનમાં માધુર્ય રેલવતી ત્રણ પથદર્શિકાઓ

'फण आणि क्षण'નો અનુવાદઃ દાદાસાહેબ માવળંકરના પ્રવેશક સાથે.

(૨) સદાચારને પગલે

અથવા શિષ્ટાચાર

'पुढे पाउल' નો ગુજરાતી અનુવાદ

(૩) મધુમાલતીનું સૌંદર્ય ( છપાય છે )

'तुमचें स्थान कोणतें ?'નો અનુવાદઃ શ્રી ના. દા. ઠાકરસી યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રી. પ્રેમલીલા ઠાકરસીના પ્રવેશક સાથે.

# લેખકનું નિવેદન

બે વર્ષથી પ્રગટ થઉં થઉં કરતો કાવ્યસંગ્રહ આ વર્ષે પ્રગટી શકે છે તેને હું ઈશ્વરની કૃપા સમજું છું. છેલ્લાં વીસેક વર્ષ દરમ્યાન લખાયેલ કાવ્યોમાંથી વીણણી કરીને આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. કાવ્યોની 'પસંદગી બાબતમાં મારા સ્નેહી મિત્ર શ્રી. મુકુન્દરાય પારાશર્યનાં સૂચન ને માર્ગદર્શન મને ઉપયોગી નીવડ્યાં છે તેનો સાભાર ઉલ્લેખ કરું છું. પૃષ્ઠોની મર્યાદા, કાગળના ઊંચા ભાવ વગેરે લક્ષમાં રાખી ઘણાં કાવ્યોને આગામી સંગ્રહ માટે મુલતવી રાખવાં પડ્યાં છે. છતાં એકવિધતા ન પ્રવેશી જાય એ માટે વિવિધ વિષયોનાં કાવ્યોમાંથી વરણી કરી સંગ્રહને બને તેટલો પ્રાતિનિધિક બનાવવા પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તકની મુદ્રણ-પ્રકાશન વગેરે બાબતમાં આત્મીયતાપૂર્વક રસ લઈ યોગ્ય વ્યક્તિઓનાં સહાય-સંપર્ક મેળવી આપનાર સુ શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈનાં મમતા ને સદ્ભાવ માટે હું તેમનો ઋણી છું. પોતાનીજ કૃતિ પ્રગટ થવાની હોય તેટલી આત્મીયતાથી છાપકામની દેખભાળ રાખનાર સ્નેહી ભાઈ શ્રી. મુકુન્દરાય પંડ્યા, એમ. એ., સંસ્કાર સાહિત્ય મંદિર (ભાવનગર) વાળા શ્રી. બાબુભાઈ શાહ તેમજ આ કામને આવશ્યક બધી દોડાદોડી કરી મને ચિંતામુક્ત રાખનાર આશાસ્પદ તસ્વીરકાર મારા નાના ભાઈ શ્રી. જિતેન્દ્ર ઓઝાની સેવા કેમ વિસરાય?

અંતમાં, અનેકવિધ કામોના અનિવાર્ય બોજ નીચે હોવા છતાં પણ આ કાવ્યસંગ્રહ માટે સ્વાગત-સત્કાર તથા પુરોવચન લખી મોકલનાર વિદ્દ્વર્યો પ્રા. શ્રી. અનંતરાય રાવળ, પ્રિ. મનસુખલાલ ઝવેરી તેમજ સામળદાસ કોલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક પદેથી પોતાના સંપર્કમાં આવનાર અનેક વ્યક્તિઓની સાહિત્યભિરુચિને પોષી, સંસ્કારી તેને સર્જનક્ષેત્રમાં પ્રેરણા ને પ્રોત્સાહન આપનાર ગુરુવર્ય શ્રી. રવિશંકર મ. જોષી–આ સૌનો, તેમનાં મારા પ્રત્યેનાં સ્નેહ અને મમતા બદલ હૃદયપૂર્વક આભાર માનું છું.

આશા છે કે ગુજરાત આ કાવ્યસંગ્રહને આવકારશે.

૨૦–૬–૫૯

પૂના

શશિન્ ઓઝા

## સ્વાગત

તમારાં કાવ્યો જોયે આનંદ થયો. કોણ જાણે કેમ પણ મારા મનમાં તમારી પદ્યપ્રવૃત્તિ પરત્વે પ્રધાનપણે એવી છાપ સંઘરાયેલી કે તમે પદ્યરચનાની કસરત હાસ્યની હળવાશ અર્થેજ કરો છો. તમારી એવીજ રચનાઓ મારી નજરે ચડી હશે તેથી એમ બન્યું હશે. પણ તમારાં કાવ્યોના આ મુદ્રિત સંગ્રહે તમારામાંના જીવનકારુણ્યદર્શને સંવેદનશીલ અને ભાવના ભક્તના આંતર ગાંભીર્યવાળા કવિની ઓળખાણ કરાવી. એ કવિ જીવનના વિનોદાંશને પકડી થોડી રમૂજ કરી જાણે છે તેમ જીવનકારુણ્યને ઓળખી-જોઇ-ગાઇ શકે છે. છતાં સારી વાત મને એ લાગી કે તમારામાંનો એ કવિ તેથી નિર્વેદમાં ડૂબી જતો નથી; આનંદ, સ્ફુર્તિ, પુરુષાર્થ એને અંતરથી વિશેષ ભાવે છે. પ્રકૃતિસૌંદર્યનું ને નિર્દોષ બાળકનું દર્શન જીવનવૈષમ્યના દર્શનથી ઉપજે તેવા નિર્વેદને ભુલાવનાર એને માટે બને છે. પ્રકૃતિસૌંદર્યને તેમ ભારતના સ્વરાજને અને એને આણી આપનારને ય તમે જે ઉલ્લટથી ગાયાં છે તે પણ વાચકોને તમારી વિશેષ ઓળખાણ આપશે. ગુર્જર કાવ્યક્ષેત્રે તમારા આ વિધિસર થતા પ્રવેશ વેળા તમારી કાવ્યસાધનાને ઓર તેજ ને વેગ ઈચ્છું છું.

**અનંતરાય મ. રાવળ**
ગુજરાતીના પ્રાધ્યાપક
ગુજરાત કૉલેજ

૧૧-૫-૫૯
અમદાવાદ.

# મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | |
|---|---|---|---|
| ૧ | ૧૦ | કુપમાડૂક્ય | કુપમાંડૂક્ય |
| ૭ | ૧૧ | પ્રણ્ય | પ્રણય |
| ૭ | ૧૪ | ગયો | ગયું |
| ૧૦ | છેલ્લી | ચોરી | ચોરી |
| ૩૭ | ૧૨ | મજુઉજ્જવલ | મંજુ ઉજ્જવળ |
| ૪૩ | ૧૩ | બંધુ | બધું |
| ૪૮ | ૨૫ | 'કકા' | 'કાકા !' |
| ૫૦ | ૪ | હસ્તે | હસતે |
| ૫૩ | ૬ | જલદી | જલધિ |
| ૫૩ | ૭ | ક્ષણો | ક્ષણ |
| ૧૨૯ | ૪ | ચમકાવંતું | ચમકવતું |
| ૧૩૪ | ૮ | પગટયા ! | પ્રગટયા ! |
| ૧૪૨ | ૪ | લેજે, ! | લેજે ! |
| ૧૪૨ | ૧૮ | રૂહે | રહે |
| ૧૪૩ | ૧૦ | સદા | સદાયે |

# અભ્યર્થના

[ શિખરિણી ]

ઉષા ને સંધ્યાના વિભવ ભરી રંગે ભભકતા
મૃદુ આછા આછા પ્રણયરસમાં અંતર તણી
પ્રખોળી મેં પીંછી, સકલ જગ-સૌંદર્ય પ્રતિમા
મનોનેત્રે ધારી ચીતરી તવની છે સરસતા !
ન સ્થૌલ્યે મોહ્યું આ હૃદય, રસ માંગલ્ય નીતર્યું,
બધે તંતુ તંતુ અણુ અણુ કરુણાર્દ્ર, રસિયું—
અનન્યા પ્રીતિનું-પ્રતિ હૃદય દેખી ઉછળતું
વિશાળી સૃષ્ટિને નિરખી ચખ વારિ છલકતું !
જગે વ્યાપી ઊંડી, કુટિલ, છલઘેરી અવનતિ
તણી ગર્તા, સ્વાર્થી, મલિન કુપમાંડૂક્ય, રજની
અઘેઘેરી, સંકૂચિત સ્થળ સ્થળે કૈતવભરી
દશા !—ના, ના—અહીંના—સ્વપ્ન પણ ના એ ધરતીનાં ! !
હું તો હૈયે ધારી સત, શિવ, સુસૌન્દર્યમય આ
કલા તારી, આવ્યો સદન, તવ દ્વારો ઉઘડવા
તણી રાહે...
ખૂલો દ્વારો કે ના, દૂર કદિ ન થાઓ જવનિકા,
ચિરસ્મૃત રહો ગુપ્ત પ્રતિમા !
પરંતુ હૈયે જે અણુઅણુ વસ્યા રંગ કૃતિના
નમુંઃ વંદું: કો' ના વિરૂપ કરશો એ સુપ્રતિમા !

૨૬-૧૦-૪૬

# પ્રતિમા

[ શિખરિણી ]

પ્રભુ ! બેસી તારે ચરણ ચખનાં નીર વહ્યાં,
નિરાશા કે દુઃખો મહીં, ઉર અશાન્તિ મહીં ઠર્યાં;
પ્રભુ ! નેત્રો મારાં તવ મધુર મૂર્તિ પર મળ્યાં,
મને અંગે અંગે નવલ વરદાનો જીવનનાં !
સુખોની છાયામાં સદન પ્રગટેલાં અવનવાં,
મૃદુ રંગો શ્રીના, વિભવ તણી ન્હોતી લવ તમા;
તમારી પ્રાસન્યે નીતરી રહી'તી નેત્ર કરુણા,
પ્રબોધંતી આ તો તવ નિમિષની કેવળ લીલા !
તમારી સાન્નિધ્યે સુગમ થઈ ગઈ ગૂઢ અટવી,
તમિસ્ર હૂંપ્યાંને અમર રસની જ્યોત જગવી;
વદી ના, ના, શબ્દો, જડતમ ગણો તોય સુજના,
અદીઠી અંગુલિ અડી બજવી રહી તાર ઉરના !
ભલે મૂંગી, વાચાહીન, જીવની આ શિવ પ્રતિમા
ગમે; કાં કે એમાં નથી જીવની જીવંત જડતા !

૧૫–૮–૪૬

# રહું ત્યાં, રાચું ત્યાં

[ શિખરિણી ]

પૂછેલુ વીણાને હૃદય તણી કયા કયા બજી રહે
મૃદુ તંત્રી તારી ? સકલ પૂર મ્હારે મચી રહે
અનોખો સંગીતે સભર રસ ઉલ્લાસ જલસો !
શુ તે રહે ના લેશે પછી જીવનમાહીં વસવસો !
ઊગે પુષ્પો, ડોલે તરુવર, વિહંગો કલ સ્વરે
કુંજે ને પુષ્પોનો પરિમલ સમીરે વહી રહે,
ઠરે નેત્રો જોતા હરિત તૃણ એવા ઉપવને
ગમે છે ગાવાનુ હૃદયપટ ખોલી પ્રિયતમે !
શું વા પ્રાસાદોમા રૂપરમની જ્યા કૈં ન કમિના,
રહી ખૂણે ખૂણે વિલસી વિભવોની મહલીલા,
સુખે હાસ્યો રાત્રિદિન, દુ ખી તણી ગ ધ પણ ના,
કહે કૈં છે આવા રસિક સ્થળના ઉર સ્વપના !
કલાના સન્માનો અહીં છ નિશ દી અર્ચન, પૂજા,
કલાના સૃષ્ટિમા વિચરત અહીંયા જન બધા,
વદી 'ના, ના !' વીણા કરુણ રસના ઓઘ છલકયા,
ધ્રુજ્યા તારો ક પે, ભીતિ થકી વહી સૂર કરુણા !
વદી વીણા ધીમે સકલ ઉરત ત્રી દૃઢ કરી,
બની સ્વસ્થા, શાંતિ વદન ધરી, નેત્રો સ્થિર કરી
જ્યહીં આત્મા કેરી વિમલ સરવાણી વહી રહે,

અભેદે ને આત્મા પરસ્પર શ્રેયો ચહી રહે,
સુખે ક્લેશે થાતા અસમ નહિ એવા ઉર વિષે
રસસ્રોતો, નિત્યે અમિત પ્રણયે દાહ શમવે;
ન દંભો, દેખાવો, અશિવ ભભકા ના, વિભવ ના,
વસે જ્યાં સૌંદર્યો સત, શિવ તણા શશ્વિત બધાં,
રહું ત્યાં, રાચું ત્યાં, ચરણ વળતાં ત્યાં અણુ કહ્યાં
અને થાતાં ભેળે પ્રકટિત સુરો ગુપ્તતમ જ્યાં ।

૨૦-૧૧-૪૬

# હૈયે મારે સ્ફુરે છે

[ પૃથ્વી સ્રગ્ધરા ]

નથી જીવન જીવવું ઉડુગણો સમું શાંતિથી
સદૈવ ઝબુકયા કરી વ્યરથ, ને વૃથા વેડફી
સમર્થ નૂર નાખવું જીવનસંચ્યું સૌ આ રીતે !
–નથી રમત એવી ફિક્કી રુચતી હવે આ દિલે !
અને ઉડુ તણી ય શી સ્થિતિ ? અહો ! થઈ અન્યના
પ્રકાશવસને સુમંડિત શશાંક આ ભોગવે
પ્રભુત્વ ગગને; રહ્યું શું ઉડુને ? શનૈઃ અંતરે
સુસંચ્યું સહુ તેજ મંદ ખૂટવી સદા ઝૂરવું !
પળેપળ રિબાઈ તેજકણને જવું વેરતા,
નિચોવી નિજ આત્મને, તદપિ અંતરે તો વ્યથા,
વિષાદ મુખમંડળે, કમનસીબ આવું જીવ્યું
સ્વયંદ્યુતિપ્રકાશમાન ઉડુને હશે શે રુચ્યું ?
ઘડી ઘડી ઝબૂકી વ્યક્ત કરું ક્ષુદ્ર વ્યક્તિત્વને
સુચીર, કયમ તો વિશેષ નહિ ધન્ય સુભવ્ય એ
જલાવી દઉં તેજરિદ્ધિ સઘળી, સ્વયં આત્મ આ
ભલે સળગી ભસ્મશેષ બનતો, નથી કૈં સ્પૃહા–
યદિ ક્ષણ ઉજાળી રે' સકળ વ્યોમની કાલિમા !
લુખ્ખા સુક્કા ચિરાયુ થકીય અધિક સાર્થકય જ્યાં જિંદગીનું
ખર્યા નભ ઉડુ તણું,
સ્વલોપન કથા તણું,
હૈયે મારે સ્ફુરે છે પ્રબલતમ લયે ગાન ઉલ્લાસભીનું.

૮–૪–૪૨

# જ્યોતિ

(શિખરિણી)

પતંગોને દીધું દીપક નિકટે ના વિચરજો,
તમારી પાંખોનો અભિનય રહી દૂર કરજો;
જલી રહી છે જ્યોતિ ભડભડ થતી ખાક કરવા,
કુણાં હૈયાંઓના વિવશ કરીને પ્રાણ હરવા.
અને જ્યોતિને યે પ્રણમી દીધું કે માફ કરજો,
ભરી રંગો તેજે ચમકલહરી મંદ વહજો;
વિમૂઢાત્માઓની રમત પર ના રુદ્ર બનજો,
ન લંબાવી જિહ્વા વિવશ જીવને ખાક કરજો!
હસી જ્યોતિ ફિક્કું, અનિલલહરે અંગ ફરકયાં,
વદી શબ્દો ધીમા, મન વગરનાં ગાત્ર મલકયાં;
જલી રહી છું અંગે અણુઅણુ હું પોતે અનલમાં,
ન જાણું કઈ જ્વાળા ભડભડ બળી રહી ભિતરમાં.
જુવે વિશ્વો આછું ઉપર પર ને પૂર્વગ્રહને
ભરી આરોપંતા સકલ અઘપૂંજો મુજ પરે!
ક્ષમા! જ્યોતિ! જાણ્યા નહિ દુઃખ ઊંડાં જીવતરનાં,
પતંગો દોડે ના પ્રતિ તું; પણ તારી ભિતરમાં!

૧-૯-૪૬

# પ્રણય ભસ્મ

[ શિખરિણી ]

ધરીને હૈયામાં સ્મૃતિ જુની બધી યે રસભરી,
નવા ભાવો કેરી રસિક વહવી રંગ સુરખી;
જુના ભાવો, સ્વપ્નો, મધુર રટતાં સ્નેહસ્મરણાં
હવે કો' પંથીનાં અહીં ન ઢળજો નેત્ર નમણાં!
હતું કેવું મીઠું સદન! દિલ સૌને ગમી જતું,
પ્રવાસીને થાતું: 'બસ રજની અહીંયાં રહી જવું:'
સદાનંદે ડોલી કલકલ નિનાદો મચવતું,
ફુવારા સ્નેહોના દિલ ભરીભરીને વરસતું.
હવે હૈયે ઉભ્મા નથી, નથી નિનાદો સરિતના,
નથી ઊર્મિ પ્રેમે ભરતીથી કિનારા છલકતા:
જલ્યાં હૈયાં કંઈ કંઈ મૃદુ, પ્રણયભસ્મે ચણતણા
વહાવે છે આંસુ ફરી જગવવા મૂળ ફણગા!
વળો પંથી પાછા, નમી નમી કહું છું પ્રિય વળો!
ન જાણું કયે દિ'થી દિલ કરી ગયો ફેર બદલો!

૮-૭-૫૬

# એ વાદળી !

મારા જ રે ! અંતર સાગરેથી
બળી જળી હેં જલરાશિ નિપજી
આકાશમાં યૌવનમસ્ત વીદળી,
ઝૂકી રહી ઉન્નત આભ માંહી.
એ દેહલાવણ્ય સુશ્યામસુંદર
દેખી છવાઈ ઉરમાં પ્રસન્નતા,
ભર્યાંભર્યાં અંતરમાં મીઠાં જળો
મારા જ અંગાંગ પરે સીંચાશે,
ને જુગજુના વડવાગ્નિ દિલના
એ વાદળીના મૃદુ સ્નિગ્ધ સ્પર્શે
ઠરી જશે ને ફરીથી તૃણાંકુરો
ત્યાં ફૂટશે પ્રેમ તણા—
એવી મધુરી રસકલ્પનાને
આસ્વાદતાં મેં ચખ બંધ દીધાં,
ને જ્યાં ઉઘાડું ફરી નેત્ર ત્યાં તો–
સરી જઈને દૂર દૂર વાયુ–
વંટોળ સાથે, મુજને ઠરાવતાં
વિદ્યુત્ તણાં કો ઝણકાર સાથે
ચાલી ગઈ ! રે ! અવ ઓળખાણુ
આંખની યે નવ હોય તેમ
એ વાદળી !
મારા જ રે ! અંતર સાગરેથી
મારા જ હૈયા તણું હીર ચોરી

## પ્રભુતા તણું રાજ્ય હો !

[ખંડિત પૃથ્વી]

અમે રચીશું સૃષ્ટિ નૂતન,
કરીશું સહુ શાંત રુદન,
હશે ન કંઈ ભેદ જ્યાં દલિત ને ધનિકો તણા,
સરે રુદન અહીં, ને મધુર હાસ્ય-મહેફિલ ત્યાં;
પીડે પીડિતને મૂડીધર,
રીબાય સહુ દુઃખિયા જન
કુટિલ નાહિ નીતિ હશે !
નવીન અમ સૃષ્ટિએ વસત તત્ત્વ સૌએ નવાં,
ન દ્વેષ દિલ લેશ રંગ, કુળ, જાતિ કે પંથનો.
કરેકર ભીડી વિકાસપથ'પે ધપે કાફલો !
સહુ સુખ દુઃખે અને
કટુ જીવનની ક્ષણે,
સકલ આત્મ સંભાગી થઈ.
અહીં હૃદય-હૂંફ દુર્ગ દુઃખના વટાવ્યે જતા.
સ્વયંભુ ગીત પ્રેમનું હૃદયથી વહાવ્યે જતા,
અમારી નવ સૃષ્ટિમાં ભય નહીં, નહીં દાસ્ય હો !
પદેપદ પ્રસન્નતા જ પ્રભુતા તણું રાજ્ય હો !

## જીવનની કરુણતા

'થશે જ જય સત્યનો અચૂક છેવટે' એ વિષે
જરાય ઉરમાં નથી વલવલાટ, શંકા મને;
પરંતુ થતું દુઃખ અંતર સદૈવ એ જાણી કે,
ખપી જતી મનુષ્યની સકળ શક્તિ સંહારવા
અસત્ય-રજની તણાં દળ અને ઉષા જ્યાં ઊગે
ગુલાબ રસરંગી સત્ય તણી ત્યાં જ મીંચે નયન-
થઈ શ્રમિત માનવી! વિજય ક્યાં,
નહિ જ્યાં જીવન?

૮-૧૧-૫૪

અમે પરોવી હતી માળ જી,
કયાંથી રે સળગ્યા આ રે દાવાનળ ?
ભિતર ને વળી બ્હાર જી !
હે રી નોધારી રહી ટળવળી હો જી ...૪
માળા પરોવી મારું આયખું વ્હે ગયું,
નેનથી નીતરે નીર જી,
તૂટયા ફરી રે સાધવા બેઠો,
વહાવી હૈયા કેરા હીર જી,
હે રી હવે જૂઠી રે સૌ સંજીવની હો જી
તૂટી રે મારી નોણુલા કેરી માળ,
પાખડી એની ગઈ બળી હો જી
હે રી તૂટી રે મારી આશા કેરી માળ,
કળી યે કળી યે ગઈ જળી હો જી

૫-૮-૪૬

## આર્ત્ત રટણા

મૂઝાતું'તું મારું ઉરઝરણ દેખી ગિરિવરો,
શીલા ઝાડી ઝૂંડો, અગમ પથ ને ધૂમ્મસ દળો;
રુંધાયું'તું એનું કલરવ વતું ગાન દિલનું
ઠરીને થીજેલું હતું વહન એના સલિલનું !
પરંતુ સદ્ભાગી વિરલ પળ આવે કનકની,
મહા દીપ્તિવંતી સુભગ ઉઘડી રંગ સુરખી;
શિલા, ઝાડી ઝૂંડે, જટિલ પથ પે તેજ ઝળકયા,
ઉદાસી એકાન્તે રસમયૂરના કંઠ ગળકયા !
અને વારિ કેરા હિમકણ રહ્યા સર્વ પીગળી,
વળી જ્યાં મૃત્યુની ભયપ્રદ હતી શાંતિ પ્રસરી,
અને દેખી શીલા, ખડક ઊભી'તી સ્તબ્ધ સરિતા
સ્ફુર્યો ત્યાં સંગીતો, જલભીંજવી રૃયા શીર્ષ ગિરિનાં!
શું કે મારા નાના ઉર ઝરણ માટે ક્ષિતિજમાં,
પછાડીને હૈયું જલધિ ઝૂરતો'તો વિરહમાં !
સૂણી સિંધુ કેરી દૂર દૂર થકી આર્ત્ત રટણા,
રહી ના હૈયાને સુખ, વહી રહ્યાં શીઘ્ર ઝરણાં !

૮-૧-૪૮

# મનીષા

જાગી મનીષા દિલ કે બની જઉં
નૂપુર તારા મૃદુ પાદ-પદ્મનું;
ડગે ડગે પાવન થાતી પૃથ્વીના
પ્રહર્ષ સાથે ગીત-ગંગ રેલું!
કે માતરિશ્વા બનીને પ્રિયંકરા
લટો સહે મોહક નૃત્ય આદરું;
સ્પર્શે કરી ધન્ય થતા સુપાલવે
વળી ગીતો જીવન-ઊર્મિના ભરું!
થૈ પુષ્પ ચારુ શત પાંખડીવતું,
સુગંધભીની લટ મધ્યમાં વસું,
પરાગની ચાંદનીમાં નિમજ્જતો,
આ જિંદગી સોનલ સ્વપ્નથી રસું!
કે થૈ ધૂલિ પંથ વસુંધરા તણી
પદે ઢળી જીવન-ધન્યતા ગ્રહું!
ઉરે ધરું સ્મારક-ચિહ્ન-મુદ્રા
પદો તણી, અન્ય કશું ય ના ચહું!
ચહું ચહું છેવટ એટલું ચહું—
વિલોય રંગો નભ ઇન્દ્ર-ચાપના,
ને ઘોર ભેંકાર તમિસ્ર આવરે;
ન ચંદ્ર, તારા, રવિની પ્રભાકલા,

દિશે દિશા ધૂમ્મસ મ્લાનતા ધરે;
ત્યારે મૃદુ અંતર સૌમ્ય જ્યોતિ
ઉજાળતી શાશ્વત પંથ કોટિ
જલી રહે નિર્મળ પ્રેમની; હું
ચહું, ચહું છેવટ એટલું ચહું!

૧-૧૦-૪૬

# આનંદ હે !

(મિશ્ર મંદા)

આનંદ હે!
આવી મારા આજ હૈયે વસી જા,
શોકાન્વિતા અંતર કેરી સૃષ્ટિને
સચ્ચિદાનંદની રસવતી દિવ્યતાથી રમી જા!
આનંદ હે!
હિમાદ્રિની રમ્ય નિતાન્ત શોભા,
વહી રહે પ્રેરક માતરિશ્વા,
ગંગોત્રીના પાવક નીર પાસે
હા! તુચ્છ ફિક્કી પણ સ્વર્ગની સુધા!
ત્યાં ગહ્વરે નીરવ શૂન્ય કે વને
અંધાર ઘેરા, નવ જ્યાં પ્રવેશી
શકે કદી અંશુય સૂર્ય કેરું—
ત્યાં કો તપોમગ્ન તપસ્વી આત્મને
જાગી ઊઠે કુંડલિની સફાળી,
કે પહેલવહેલી ઉરના ઉંડાણમાં
થાતી ઝાંગી બ્રહ્મની ને થતો જે
આનંદ, જે વૈખરીથી અવર્ણ્ય—
તું આવ મારા દિલમાં વસી જા,
પ્રાસન્ન્યોની સરિત વહવી દિલ મારું ભરી જા,
આનંદ હે!
કવિ તણે કોમલ સ્નિગ્ધ હૈયે
નિસર્ગશ્રીને નિરખી વહી રહે
કાવ્યત્વના મંજુલ સૂર વારિ,

ને સર્જને અંતરના અણુઅણુ
પ્રસ્પંદના કોઈ નવી અનુભવે-
આનંદ હે!
તું આજ સ્રોતો વરસી સુધાભીના
છોળે છોળે જગવ ઉરમાં અંકુરો જિંદગીના!
આનંદ હે!
આ દેહમાં પિંજરબદ્ધ આત્મા
કરી રહેલો ફફડાટ પાંખનો,
આક્રન્ત હૈયે, ભરીને અર્જંપો.
ને કોક દિ પિંજરવજ્ર તૂટતાં
ઊડી રહે આત્મ અનંત વ્યોમે,
સ્વાતંત્ર્યના મંજુલ ગીત ગાતો:
આનંદ હે!
તું સાથી હો શાશ્વત મુક્તિ કેરા
આ જાડ્ય મૂર્છા મહીંથી જગાડ,
આછી શીળી લહરી બની આહ્‌લાદ વીણા વગાડ!
આનંદ હે!
દ્વિઆત્મ જે યુગ થકી વિયુક્ત
મળે અકસ્માત અને રમી રહે
સંસ્કાર જન્માંતરનાં દિલોમાં.
રહે પીછાની નર નારી માંહી
પોતા તણું અર્ધસ્વરૂપ ખૂટતું;
ને નારી યે તે નરમાં સ્વઆત્મની
પ્રતિકૃતિને નિરખે અને જે
અપૂર્ણતાની ઘડ ભાંગતા દિલે,
અન્યોન્ય કેરે, ઝરણાં વહી રહે

# ગાન કોનાં ગળાનાં ?

[ ઉપાંત્ય સ્રગ્ધરા : શેષ મંદાક્રાન્તા ]

ઝંઝાવાતે વિકટ પથમાં ઝંખવાતો પ્રદીપ,
અંધારાના ભૂત ભરખવા ગર્જી ઊભે સમીપ;
ઠેસું ઠેબાં તણી દુઃખભરી વેદના મૂક સ્હેવી,
પાદે પાદે પદ લથડતાં વીતકો ક્યાં કહેવી ?
સંકષ્ટોથી સભર વીજળી આભમાં ત્રાટકા દે,
ધિક્કારોના દિશદિશ થકી વાયુઓ ઝાપટા દે;
છેલ્લે સુધી વળગી રહી'તી જે મને પ્રેયસીશી,
એ યે ધૃતિ, સ્વજી શું સહસા ચાલી ગઈ ઓ અદીઠી !
જેને લઈને ખૂબ ખૂબ ધર્યો દૂર નિષ્કંપ કાય,
એ યે ધુજી થરથર થતી આજ ઊંડે લપાય !
છાતીએથી નીકળવું પડે બ્હાર એમાં ય શ્વાસ,
જોતો ચારેગમ સરી જતો પ્રાણહીણો ઉદાસ !
એવા કાળે
મંત્રો કાને શ્રવણુ ફૂંકતા મંજુલા, જાગૃતિના,
અંગાંગે મંગલ જગવતાં ભાવ ભવ્યાશ ભીનાં;
આત્મા ડોલી થનગની સ્ફુરે વિશ્વ સંવાદિતાના
હૃત્તંત્રીથી સહજ અનનુભૂત આનંદ ગાણું,
અંગાંગોમાં વિહંગો શી ઉગી નીકળતી પાંખ જેની હવામાં,
આવે ધીમા મધુ નીગળતાં ગાન કોનાં ગળાનાં ?

૧૮-૮-૪૧

# વાદળી વરસી ગઇ !

વરસી ગઈ રસવાદળી
ઉના ધખ્યા સહરા તણા વાતા હતા જ્યાં વાયરા,
ને ઊડતાં ચારે તરફથી શુષ્ક રેતી કાંકરા;
ચારે દિશા પ્રજળી રહેતી આભ તડકા આકરા !
ઉરની ભૂમિ રમકસહીણી–
ત્યાં વાદળી વરસી ભીની !

ઝરણાં તણાં કલકલ ધ્વનિ, મંજુ સુરાવટ પંખીની,
થંડી સુગંધી લહેર વાયુની નહીં, પુષ્પો તણી–
નહીં સુરભિ ચેતનઝરી–
ત્યા વાદળી વરસી ગઈ !

રૂપ ન્હોતાં, રંગ ન્હોતાં કર્ષણ ન'તાં ઐશ્વર્યના,
અંતર હતાં અંધાર છાયેલાં ઘનો તિમિરે ભર્યાં;
થર શોકના જામ્યા સ્થળે સ્થળ ઓઘ કાળાં ઉમટયાં,
સ્વપ્નું ન'તુ જલબિન્દુનું–
ત્યાં વાદળી વરસી મૃદુ !

પાંગર્યાં પુષ્પો, વહ્યો વાયુ સુગંધી મંજુલા,
બોલ્યા બપૈયા તૃપ્ત, કુજ્યાં કોકિલો ને મોરલા;
ક્યાંથી વહી આ ચાંદની સમી શીતલા મીઠી હવા ?
તૃણ ન'તાં ત્યાં કુંજલીલાં ધામ થયાં કાશ્મીરનાં !
કણકણ સુધારસવાહિની–
અહીં વાદળી વરસી ભીની

૨૪-૭-૪૫

# કૉલેજમાં ફૂલો

[ મિશ્રો. ]

અહો ! અહીં પથ્થરના પ્રદર્શને
કોણે મૃદુ શોભન-ફૂલ વેર્યાં ?
ઘનિષ્ઠ ગાંભીર્યની શુષ્કતામાં
પરાગના ક્યાંથી ઊડયા ફુવારા ?
તમિસ્ર શી નીરસતા-અમાસમાં
કોની ચગી આ રસરૂપ પૂર્ણિમા ?
કંકાલપે પ્રાણ પીયૂષ વાહિની
ક્યાંથી જડી જીવનઔષધિ આ ?
કુમારિકાની લટમાં ગૂંથેલાં,
અનિલ કેરી લહરે છૂટેલાં
સ્વબાંધવોથી, અહીંયાં પડયાં પડયાં
મૂકી રહ્યા આજ નિસાસ ઊના ! !
અરે ! ચૂંટાઈ લટમાં ગૂંથાવા
તણી હશે કુસુમને મહેચ્છા ?
શું કે પ્રવાતે પડી પથ્થરોની
સહે ભીંસાઈ ચખનીર આણવાં ?
ચહ્યું હશે કે મનલુબ્ધ અત્તરો
વડે ઝબોળ્યા કમનીય કેશો
ગૂંથાવું સૌંદર્યની ઉચ્ચ કક્ષે
ચારુત્વચાપો લઈ સ્કંધદેશે !
શું વા પડી ક્રૂર મરુતઝપાટે
હતાત્મ રોળાવું પદપ્રપાતે ?
તો તો હતું શું દુઃખ વૃક્ષ કેરી

ઊંચી લતાએ વસી માતરિશ્વા
તણું રસસ્તંબન સ્નિગ્ધ ઝીલી...
પ્રમોદગોદે નિત ઝૂલવામાં ?
વિહંગ જ્યાં મંગલગાન રેલી
ખડાં કરે નંદનબાગ સ્વર્ગના !
અમેય નિર્બંધ સુગંધ મ્હેકી
પ્રશસ્તિમંત્રો ઝીલીએ રસજ્ઞના !
અનંત ઊંચે નભબાગ કેરાં
નિહાળી રૈ'એ નિશિતેજફૂલો,
શશાંકનાં પીયૂષસ્મિત ઝીલી
ઝબોળીએ જીવનનો ખૂણેખૂણો ! !
તો તો હતું શું દુઃખ ? ચીમળાવું..
ખરી જવું ને ક્ષિતિઅંક પોઢવું;
"પડ્યાં પડ્યાં તોય સુમાતૃખોળલે"
સાર્થક્યમાં જીવન ધન્ય માનવું !
તો તો હતો અંતર રંજશો ? કે
ચૂંટાઈને કો' રસમાળી હસ્તે
કો' દેવશિરે પદમધ્ય ઠેરવું;
માળા બની કે પછી કંઠ ઝૂલવું !
અરે ! કદી ક્રીડન અર્થ આવતાં
શિશુ તણાં નાજુક પાદપુષ્પે...
પડે દબાવું, રડું; એ શું હાનિ ?
ફૂલે દબાતાં ફૂલને શી ગ્લાનિ ?
બન્યાં પરંતુ ક્રૂર કાળપથ્થરો
મૃદુત્વશત્રુ તણા સંગમાંથી,
બહુશ્રુતો ગંભીર વાર્તિકો-શા

પ્રાધ્યાપકો   જ્ઞા ન ખં ડ રા શિ
તણી  વૃથા  શાબ્દિક  વંચનાથી !

*

પ્હેલા જ દિને—
લાગ્યું  હતું  મૂંઝવતા  મિનારમાં
શી રીત્ય જશે અમ એકયે ઘડી ?...
નીચે-ઊંચે  પથ્થર  માત્ર  દેખી
બીકે  બિડાઈ  ગઈ  નેત્રપાંદડી ! !
ક્ષારોદધિમાં    જલમિષ્ટ    ધારા,
ભેંકાર       રેતીરણ       વૃક્ષછાયા,
સૂની  સૂની  કો'ક  વિષાદરાતમાં
આનંદની     મુગ્ધલ     ધ્રુવતારા !
હતાશ  હૈયે  વસી  એક  બીના
'અંબોડલે તો છઇએ સુકેશીના ! !'
ભલે     ભલેને     પદદંડ     નીચે
દબાઈ  જઇએ  અથવા  સમીરની
થપાટથી     છિન્નવિચ્છિન્ન     થાતી
ભલે  અમારી  સુકુમાર  પાંખડી !
સહસ્ર  નેત્રો  તણું  કેન્દ્ર  થૈને
સંતોષની     અંતરછોળ     લાવ્યાં
ભલે    પદાક્રાન્ત    થયાં    છતાંયે
પરાગના    તો    પવનો    વહાવ્યા
અરે !  સૂના  શુષ્ક  પ્રચંડ  આલયે
ચૈતન્યનાં  માદક   પૂર  આણ્યાં ! !
આથી  અમારે  મરતાં  શી  ધન્યતા !
વધુ  હશે  મૃત્યુસમે  શી  ભવ્યતા ! !...

૨૭-૧૧-૪૧

# શિશુને

[ અનુષ્ટુપ ]

રડમા બાળ, ઓ વ્હાલા! લુછી લે નેનબિન્દુડા
વર્ષી જા મધુરા કિર્ણે દૃગ્થી હાસ્ય ઇન્દુના!
ટપટપ પડે છે આ કપોલે અશ્રુના ટીપા
ધરે છે નેત્રની આડે હથેળી, કેશ જટિલા
તાણી બે લટ ન્હેગાઈ બને છે, ભીની આસુમા!
(બાલ આ રોદણુ છે કે સૌન્દર્યવૃદ્ધિની લીલા?)
ના, ના તોય નથી જાતા અધા આ તવ ડૂસકા,
ચીરતા ક્રન્દનો, તીણા સ્વરો, આ બહૂ હીબકા,
જેવી આ વદને લાગી લગ્થી વૃદ્ધિ રૂપની,
તેવી ના ક્રન્દને લાગી વ્હેતી ગગા પીયૂષની!
કરુણાર્ત્ત ચીસો તારી હરે છે મુજ સ્વાસ્થ્યને
ગયુ કોણ હરી તારા મજુર્જ્વલ હાસ્ય ને?
ડૂસકા દૃગના તોયે માહરા ચિત્ત દેશમા
મથનો જગવે ઘોર અસહ્ય આજ એ બધા,
ઉકળાટ ભર્યા દિલે, જગાવે ગૂઢ વેદના
વ્યથાથી પીડતા તારા અગોને એક સામટા!
—હા હા! તારે હશે કે આ દુખો કેરા દવાનળે
રડવનુ ઘણુ યે છે માનવીને ડગે ડગે,
શૈશવે રડીને રાખુ ઓછુ અશ્રુ વિભાગમા,
એવુ કે ગણીને છોડયા આખેથી ધોધ અશ્રુના?
રડવુ તો રડી લેવુ બધુ યે એક સામટુ
આસુ વચ્ચે રચી દ્વીપ નકામુ ચિર જીવવુ!
જામતી શર્વરી ઘોર છોને વ્યોમ-વિતાનમા,

પ્હેલેથી જ અને ભિગે ઝૅાને ચઢ, ન તારલા !
અંધારા ગાજતા છો ને જિંદગીના જ પ્હોરમા,
આવશે આવશે ઉષા પંખીથી વીંજવે ખચી,
લાવશે રંગ સમૃદ્ધિ શોભાના સ્વસ્તિકો રચી,
આશા, ઉલ્લાસ ને ઊર્મિ કેંગી વ્હેશે તરંગિણી,
ફૂટશે ચેતના—પાખો, ઉડશે આભની ભણી,
રાજશે ભાસ્કર વ્યોમે પ્રતાપી તેજ ઉજ્જ્વલ,
વિદારી તમના ઓઘો—શુભંકાર્ગ નિરંતર !—
—એવી એવી દુરાશામા કરે શુ બાલ ! રુદન ?
ના, ના, એવું નથી બાલ, અહીં તો રડનારને,
નમીબે વધતા રોણા કૈતવેપૂર્ણ આ જગે;
નિયતિએ કરે કે કયા ઋણો રડતા શિરે !
અને કયા રડવાનુ છે ઓછું આગળ કે પ્રિય
આજથી ઝૂટવી નાખે આસુ કેરો સમુચ્ચય ?
સ્વાર્થ, હિંસા, દગા કેરા પ્રતિરૂપો ડગેડગે
બાળશે, અગ્નિ શા દહેશે કૃતઘ્ની પુરુષો જગે,
બનશે બેવફા પ્રિયા આલગીને ઉરસ્તલો,
ગૂરશે એકલુ હૈયુ સહેતા વિષના શરો,
ધિક્કાર, અપમાનો ને વૈર, ક્રોધ, વિષાદના
ઘેરશે ભૂતડા ઘોર, વ્યાપશે દિલ વેદના,
રુંધાશે દિવ્ય પંખીડા ! શ્વાસ ને અંતરે ડૂમો
ભરાશે, રડાશે ના પૃથ્વીના વ્યવહારમા
ત્યારે હે દેવદીધેલા ! એકાંતે એકલા ખૂણે
કે કો સહૃદયી સાથે ખોલવા ઉર-આગળા,
દિલના ડૂસકા શ્રદ્ધા, જોઈશે ઘોધ અશ્રુના
પ્રલાપો હીબકા માહુ—

શાખ એ માટ સૌ આજે–
ફરી આંસુભરી આંખે સ્ફુરાવ જ્યોતિ હાસ્યની
પ્રેરી દે ચીનગારી તું મારે અંતર સ્વાસ્થ્યની!
કલ્લોલે ગૂંજતું પાછું થઈ જા બાલ! મસ્તીમાં,
ધરી લે ગૌર ગાલે આ ફરીથી હાસ્ય-લાલિમા!
રડ મા બાલ ઓ વ્હાલા! લૂંછી લે નેત્રબિંદુડાં,
ફરીથી મધુરાં કિર્ણે વર્ષી જા હાસ્ય ઇન્દુનાં!

૨-૬-૪૪

ફાંફા ખોટા વિષે ખાધું પીધું ન્હૈં ને ગયું મરી.
અરે ! એમાં જ છે એનું સાથોસાથ સુગૌરવ.
માત્ર આ માનવી એવો પીંજરામાં પૂરાયલો
મળે કે ન મળે કાંઈ શ્રેય કે પ્રેયનાં ફળો,
કોણ જાણે કયા તોયે મહામૂલા પ્રલોભને
ઇચ્છાનિચ્છા થકી ખેંચ્યે રાખે આયુષ્ય ભારને.
બચ્ચાના જેવી એ એને ઉરે ઉત્કટ વાંછના
જાગ્રતિ અથવા ના છે મુક્તિમંગલ ભાવનાઃ
જરીયે ? રિદ્ધ સિદ્ધિ કે લાખો પ્રેમ પ્રલોભનો
થકી હો મુક્તિ કે મૃત્યુ જિંદગીના સુશોભનો !

૨૦-૧૦-૪૩

થઇ આંખી શું કે મારે ઉરે દીપ્તિ ફરી વળી !
મુખમુદ્રા થઈ સ્વસ્થ કંપારી અંગ વિરમી
જસુની કોપમૂર્તિ ત્યાં મારી સન્મુખ થૈ ખડી !
વિષાદમાં થઇ લીન ચિંતને સહસા ચડયો,
જસુને કંઈ કીધાના પશ્ચાત્તાપે મને દહ્યો.
'સસ્તું ને સહુને ભાવે એવું તે શાક કઈ રીતે
લાવવું. કેમ ને ક્યાંથી-મને તો ગમ ના પડે !'
ના રે, ના ! વાંક એનો શું ? બીચારા જસુનો અહીં
'એકથી કરવા રાજી સામટા' એ બને કયહીં ?
બોખલાં દાદી ને દાદા ભાજી કેરાં ઉપાસકો
ઊછળે 'જનમારે આ લાવવા દાંત ક્યાં' નવા ?
તારી આ ચાવવા કુબી' કુબીનું નામ જ્યાં પડે !
'રોજ રોજ લયાવે છે બટેટાં' એમ બાપુજી
કાઢતા રીસ, કારેલાં લાવે તો સૌ શિશુજનો-
જીતુ-બાબો કરી થૂ..થૂ પજવે લાવનારને !
ગુવાર, ચીભડાં જોયાં ગમે ના મોટીબેનને
રીંગણાં થીજવી દે છે મારા કાવ્યવહેશુને !
ભીંડાને મૂકતાં મુખે સુધાની મુખ લાગણી
વળાંકા વક લે, ને બા બિચારી સર્વની પત્રી
જમતી, નસીબે એને કદી શાક વધે-ઘટે
ભાવાભાવ તણો તેથી તેને પ્રશ્ન કશો નડે ?
ટમેટાં, તૂરિયાં, દૂધી, સૂરણે થાય બાફણાં
રોજ, ને સામસામે રે' મંડાઈ જેમ આખલા !
–આવાં ભિન્નરુચિને ફહો જસુએ કેમ રંજવાં ??
સહુને રંજવાની જો હોત અહીં એક ચીજ તો
દુનિયામાં દગાબાજી, પ્રપંચો, હિંસ અન્નને

# દિવ્યરમ્યા પરિસ્થિતિ

[ અનુષ્ટુપ ]

દૂરથી આવતો દીઠો જમુને શાકને લઇ,
'અલ્યા! શું શાક લાવ્યો છે?' ત્વરાથી પૂછિયુ જઈ.
'બટેટાં-રીંગણાં' બોલી જમુએ ઝોળી ઠાલવી
સૂણીને મુખની મુદ્રા મારી જોવા સમી બની.
ફાટયાં નેત્ર રહ્યાં કોપે. અંગે કંપ અનુભવ્યો
રીસથી ધૂંધવાતા મે જમુનો કાન આમળ્યો!
'એલા તને કહ્યું છે મેં અનેકાનેક વાર કે:
બટેટાં-રીંગણાં કેરું મને ના શાક ભાવતું!
આપણી આ શાક પીઠે શું આ બે વીણુ બીજું કશું
જડયુ ના શાક બીજું કે મઝા મારી બગાડવા
બટેટાં-રીંગણા લાવ્યો? શું મારો જીવ બાળવા!!'
રીસમાં તરછોડીને હસ્ત-મારો વદ્યો જમુ:
'સસ્તું ને સહુને ભાવે એવું તે શાક કઇ રીતે
લાવવું કેમ કયાંથી? એ મને તો ગમ ના પડે!
મોટાભાઈ તમે જાતે કાલથી શાકપીઠ ને
લાવજો તમને ભાવે એવું શાક, નહિ પછી
તમારા સહુની મારે સ્વસ્તિઓ નિત્ય સૂણવી!
મારી સેવા તમારા જો કોઇને દિલ ના વસી
-ઠપકા, ગાળ, નાખુશી, દાદાથી તે બચુ સુધી-
બોઇની પટલાઈ સૌ મારે તો શીદ વહોરવી?'
ક્રોધમાં ફગવી ઝોળી જમુ ચાલી ગયો પછી
રીસ ને નિરાશામાં મુદ્રા મ્લાન બની રહી.
જતાં તેના શમ્યો મારો ક્રોધ ને સત્ય વસ્તુની

થઇ આંખી શું કે મારે ઉરે દીપ્તિ ફરી વળી !
મુખમુદ્રા થઈ સ્વસ્થ કંપારી અંગ વિરમી
જસુની કોપમૂર્તિ ત્યાં મારી સન્મુખ થૈ ખડી !
વિષાદમાં થઇ લીન ચિંતને, સહસા ચડચો,
જસુને કંઈ કીધાના પશ્ચાત્તાપે મને દહ્યો.
'સસ્તું ને સહુને ભાવે એવું' તે શાક કઈ રીતે
લાવવું કેમ ને કયાંથી-મને તો ગમ ના પડે !'
ના રે, ના ! વાંક એનો શું ? બીચારા જસુનો અહીં
'એકથી કરવા રાજી સામટા' એ બને કયહીં ?
ખોખલાં દાદી ને દાદા ભાઇ કેરાં ઉપાસકો
ઊછળે 'જનમારે આ લાવવા દાંત કયાં' નવા ?
તારી આ ચાવવા કુબી' કુબીનું નામ જ્યાં પડે !
'રોજ રોજ લયાવે છે બટેટાં' એમ બાપુજી
કાઢતા રીસ, કારેલાં લાવે તો સૌ શિશુજનો-
જીતુ-બાબો કરી થૂ. થૂ પજવે લાવનારને !
ગુવાર, ચીભડાં જોયાં ગમે ના મોટીબેનને
રીંગણાં ચીજવી દે છે મારા કાવ્યવહેનને !
ભીંડાને મૂકતાં મુખે સુધાની સુખ લાગણી
વળાંકા વક્ર લે, ને બા બિચારી સર્વની પછી
જમતી, નસીબે એને કદી શાક વધે-ઘટે
ભાવાભાવ તણો તેથી તેને પ્રશ્ન કરો નડે ?
ટમેટાં, તૂરિયાં, દૂધી, સૂરણે થાય બાકૂણાં
રોજ, ને સામસામે રે' મંડાઈ જેમ આખલા !
–આવાં ભિન્નરુચિને ક્હો જસુએ કેમ રંજવાં ??
સહુને રંજવાની જો હોત અહીં એક ચીજ તો
દુનિયામાં દગાબાજી, પ્રપંચો, હિંસ અને

ગૈર ને સ્વાર્થ સત્તા કે લક્ષ્મીના ક્ષુદ્ર લોભને
પળયે ટકવાનું શું હત સ્થાન જ ? ગાંધીને
ઈશુ કે અન્ય સંતોને ક્રૂર ઘોર નિયંત્રણો
સહવાં પળયે કો દી આવતે ?......

એકને સુખો
મળે જે વસ્તુથી, દુ ખી બને છે અન્ય તે જ થી.
એકના જ દુઃખે બીજો સુખી ને અન્યના સુખે
બને છે અન્ય કો દુઃખી–એવો આ ક્રમ વિશ્વનો ?
એકી સાથે અને પાછાં સહુનાં એક વસ્તુથી
રંજવાં ચિત્ત એવી કો દિવ્યરમ્યા પરિસ્થિતિ
તણી આજે પ્રતીક્ષામા હજી તો દિન ગાળવા !–

૯–૫–૪૪

ધૂળ સમી નદીને ખીરહાવી કહીને "વિનમ-દ-મિલો"!
ભૂકંપો ને વાયુકંપો, વાદળના ગગડાટો,
જ્વાળામુખી મ્હાડાં ફાટે, વનરાજોની ત્રાડો;
(કાગળની આ દુનિયામાં યે કેવા થાય અવાજો!)
તલ્લીન બની પીવા હું મંડયો અખબારી રસ તાજો!
ત્યાં તો કોઇક હળવે હાથે સ્પર્શે છે છાપાને,
લતા ઉકેલી રહી અક્ષરો જાણે કોઈ ન જાણે!
બંધ કરી છાપું ને જોયું વદન સરોજ લતાનું
હંસતે એને મુખડે દીઠું દર્શન ગંભીરતાનું!
'લતા, શું છે?' કહી કર મેં ઝાલ્યા, મુખડું લીધું ચૂંખી,
ગોરા એના ગાલે છાઈ સુરખી રમ્ય કસુંબી!
ફરફરતી'તી લટ બે બકી અનિલ સહે મૃદુતાથી,
ચિબૂક મુજ ઝાલી, લતા વિચારી, બોલી ગંભીરતાથીઃ
"કાકા, કહી ધો' જરા હસીને બોલી 'જો હો સાચા-
સાચું કહી ધો હુલ્લડ એટલે................?
છરી ખંજર ને ચાકા,
મારી નજરે તરી રહ્યા બંધુકના બુલંદ ધડાકા!
પત્થરના વરસાદો "મારો, કાપો"ના પોકારો,
સ્થળસ્થળ લૂટો, આગો, સ્થળસ્થળ કરપીણુ અત્યાચારો!
બાળક, વૃદ્ધ, યુવક, યુવતીના સ્મિત ઉજ્જવલ મુખ-ઇન્દુ,
વહંત ત્યાં કાતિલ કુઠારે લાલ કલંકિત સિન્ધુ!
ઉજ્જડ રસ્તા, હૃદય ધૂમાયિત, ત્રાસિત, માનવબાળ,
ફફડે દિલ. અલકાશી નગરી બની હતી લોહીલૂહાણ!
મને સાંભર્યા 'દાવાદ, 'લ્હાબાદ, કલકત્તા ને ઢાકા,
(ખૂટી ધીરજ હશે લતાની, ધીમે સૂણાયુઃ 'કકા')
'કાં થઈ ગ્યા મૂંગા? શાના ચડી ગયા વિચારે?

ગૂંડા એટલે ? હુલ્લડ એટલે ? જાણવું છે જ અમારે !
કહી ઘો, લાગી ભૂખ, ઉભા રહી પગ આ બે પણ થાકયા,
હું તો જઉં છું જમવા........................

ઉપડયા ફરી દિલ સટાકા.

નાના આ બાળકના નિર્મળ સાત્વિક અંતર ઉપર,
નહિ વાવું કોમી ઝગડાનાં ઝેરી બીજ ભયંકર !
છરી, ખંજર, ચાકુ કે આગો, લૂંટ, હત્યાનો ખારો,
કરી ખુલાસો નહિ રૂંધું ઋજુ કોમલતર શ્વાસો !
ફેરવીને કર ધીમે એના કેશકલાપે કીધું,
લતા, હવે હું સઘળું કહું છું પુરાણ ગીધેસીધું !
આંખો આતુર મુજ પર માંડી સ્થિર કરી કર્ણોનાં દ્વાર,
લતા ફરી હુશિયાર બનીને સાંભળવાને થઇ તૈયારઃ
બે બિલ્લી બાધે ને વાનર લઇ જાય શિરતાજ,
લતા, લડે આપસ આપસમાં એક જ વસ્તુ કાજ;
એનું નામ જ હુલ્લડ કહે છે.......................

'જાવ, જાવ' અવાજ—

આવ્યો, બોલી લતા ખીજાઈ 'એમ તો અહીંયા યે સહુ
બાધે છે દિનરાત બધાયે એને શું હું હુલ્લડ કહું ?
બળ સત્તાથી ડરાવતા ને જે ફરતા ઊંચે વહને–
તે સૌ ગૂંડા—

તમે છ ઊંડા, જૂઠ્ઠા ! ખોટી વાત !
અહિંયા સઘળા એજ કરે છે ! શું ગૂંડા આખી માણુસ જાત ?'
'પણ લતા...' કહેતાં હું થથર્યો, ત્યાં તો મારી મદદે
આવી પહોંચી 'હી...હી...' કરતી ટોળી હસ્તે વદને !
ઝૂંટવ્યું છાપું, શરુ થઇ ગઇ પાછી ઝુંટાઝુંટી !
લતા બાપડી મૂંઝાઈ એની બા પાસે નાસી છૂટી !

૨૫-૭-૪૬

 

## ટપાલી કાગળ વ્હેંચો રે

[ રાગ: 'બીડીઓ વાળો, બીડીઓ વાળો રે' એ કાવ્યનો ]

કાગળ વ્હેંચો ! કાગળ વ્હેંચો ! કાગળ વ્હેંચો રે !
ટપાલી કાગળ વ્હેંચો રે !

દિન ન જુવો, રાત ન જુવો, ગાડિયું ખેંચો રે !
જીવનની ગાડિયું ખેંચો રે !

ધખતા ઘામે ધરતી દાઝે, વીજ કડાકે મેઘ છો ગાજે,
ટાઢમાં ધ્રૂજતો બોલતો જાજે, કાગળ લેજો રે !
આવશે દોડયા, આતુર મોઢા, ન વાળતો પાછો રે !
ટપાલી કાગળ વ્હેંચો રે !

કોક પ્રિયાને પ્રિયનો કાગળ, કોક દુઃખીને આપો મનીઓર્ડર
કોક છાપાને પ્રેસનું મેટર દોડતાં દેજો રે !
કોક વિલાશે મુખ નિરાશે, દેજો દિલાસો રે !
ટપાલી કાગળ વ્હેંચો રે !

'ડીલીવરી' કરી આવ્યા દોડી, અહીં જોયુ તો ગાડિયું મોડી,
પેટમાં મારે ભુખ હથોડી, હળવે સ્હેજો રે !
ગાંઠિયા ચાના ઘૂંટડે જરા ટેકણુ લેજો રે !
ટપાલી કાગળ વ્હેંચો રે !

થેલા ભરી ભરી કાગળો આવે, છાપતાં નાકે દમ ભરાવે,
સોર્ટિંગ એનું માથું ભમાવે ના ઉપર દેખો રે !
જીભની વીણા વાગતી માથે, કાગળ વ્હેંચો રે !
ટપાલી કાગળ વ્હેંચો રે !

કાલ મગનને ટાઢિયો આવ્યો, પગનો ઘોડો ફેરવ્યે રાખ્યો,
માંદો પડયો, ના કોઇએ વાંચ્યો, દાખલો લેજો રે!
પેટને શેકી, ભૂખને વેઠી કાગળ વ્હેંચો રે!
ટપાલી કાગળ વ્હેંચો રે!

કાગળ જોજો જાય ના આડો, ઠપકા ઉપર થશે ફરિયાદો,
પૂરવા પેટનો નાનકડો ખાડો રોજની વેઠો રે!
ટાંટિયા તોડી, દોડી દોડી કાગળ વ્હેંચો રે!
ટપાલી કાગળ વ્હેંચો રે!

સામટી વેજા ને ઝીણકી મૂડી, ખરચાં સાથે મોખતું ઊડી,
મોંઘવારીએ શી કરી રે ભૂંડી? કાનમાં કહેજો રે!
દિવસે રાતે, ગળતી જાતે કાગળ વ્હેંચો રે!
ટપાલી કાગળ વ્હેંચો રે!

દિવસે બનવું આંહીં ટપાલી, રાતે સીનેમાની સાચવું બારી,
તોય ન કાં આ ખાદ પૂરાતી? કેટલું ખેંચો રે!
આંખમાં નીંદર, હાડમાં કળતર, કાગળ વ્હેંચો રે!
ટપાલી કાગળ વ્હેંચો રે!

કાગળ વ્હેંચો! કાગળ વ્હેંચો! કાગળ વ્હેંચો રે!
ટપાલી કાગળ વ્હેંચો રે!*

* તા. ૧૧–૭–૪૬ થી પડેલી અખિલ હિંદ ટપાલ હડતાલ પ્રસંગે લખાએલ.

## નૂતન પંથ પર

નૂતન પંથ પર બઢો મનવા ! નૂતન પંથ પર બઢો,
પંથ મનોરમ મૂકી અઢાણીડ જટિલ પંથ પર ચઢો
મનવા ! નૂતન પંથ પર બઢો !

મૃગજળ સુખમાં ડૂબ્યા ચિરંતન સઘન સ્પર્શ ના મળ્યો,
કૂપમાં કૂદાકૂદ ડૂબું ડૂબું માન્યું ભવનો ફેરો ટળ્યો,
મનવા ! જલદી પંથ ના વળ્યો !

'હું' રહી ગયો 'હું'ની અંદર નહિ અનંત પ્રશ્નો વિચર્યો,
બેલ સમો કરતો પરકમ્મા એકજ સ્થાનમાં ફર્યો
મનવા ! ડગલું દૂર ના વધ્યો !

કલકલ કુજતી કહે સરિતા સાથ સાથ અમ વહો,
નવલાં જળ, નવલાં સ્થળ નિતનિત ભૂમિ ઉપરથી વહો,
મનવા ! રસાર્દ્ર ધરતી કરો !

અમૃતમય વહી હવા મનોહર જીવન ફેફસાં ભરો,
ટૂંકા કિનારા તજી ગરુડવર ! કદમ વિરાટે કરો;
મનવા ! અસીમ સાગરે તરો !

નૂતન પંથ પર બઢો મનવા ! નૂતન પંથ પર બઢો !

૨૬–૯–૪૬

## વહેવા દે ગીત કવિ

હે કવિ ! ગીત તારાં મુક્ત વહી રહે
રસ, ઊર્મિ ભાવનાથી મુગ્ધ કરી રહે,
ગાન માંડી પ્રાણભરી ગીત ગાઈ રહે,
ઉચ્ચ ભાવનાઓ થકી પ્રાણ પાઇ રહે.
દિગંતમાં દગ નાખી થાતો ન નિરાશ,
નીચું જોઈ વ્યગ્રતાનો થાતો નહિ દાસ.
મુક્ત સુબુલંદ સૂરે ઊર્મિઓનાં પૂર—
વહેવા દે, બની રહે ગીત ચકચૂર !
સુણી ગીત કોઇ તણું હૈયું હલી જાશે,
ગૂંજતું જ ગીત તારાં તારે પાથ ધાશે !
તારે કંઠે કંઠ, અને તારી આંખે આંખ,
તારે દિલે દિલ અને તારી પાંખે પાંખ,
મીલાવીને તારી સાથે તારાં ગીત ગાશે
વહેવા દે ગીત કવિ એક અભિલાષે !

૧૯-૮-૪૭

# એક અભિલાષે

ખીલો ખીલો પદ્મ ખીલો, ખીલો મુક્ત દિલે,
જુવો આસપાસ વહે તરંગ સલિલે !
એક દિન દિગંતથી પવનની લહેરી,
પાખંડી હલાવી જશે દિલેદિલ કેરી !
પ્રસારશે સુગંધ તવ દિશે દિશે દૂર
તારું થશે જીવ્યું સાર્થ આનંદને પૂર!
ખીલો, ખીલો પદ્મ ખીલો, છોડો નિઃશ્વાસ,
રંગ રસ ભરી ભરી થાવા દ્યો વિકાસ !
મધુકર રસજ્ઞાતા સૌન્દર્ય સુજાણુ,
આવી ચડી કરી જાશે રસ કેરી લહાણુ !
તારા રસ સૌન્દર્યની વાતો દૂર જાશે,
ખીલે રહો પદ્મ બસ એક અભિલાષે !

૧૯–૮–૪૭

# પ્રિયા–બંધુ !

[ પૃથ્વી ]

પ્રિયા સમ જ છો પસંદ મન બંધુ ! પ્રિયા તણા,
ફુટે હૃદય જ્યાં તમારી વદનાકૃતિના મળ્યા
મને રસિક દર્શનો, સહજ નેત્ર નીચાં ઢળ્યાં
પ્રિયા તણી પ્રતિકૃતિ સમ સદાય ઉષ્માભર્યાં !
કદીક પથ પે સવાર થઈ સાઇકલે, કે મળો
બજાર મહીં કૈં ખરીદ કરતા 'થવા વાંચના–
લયે નજીકમાં જ બેસી અખબાર પે ઢારતા
સુનેત્ર, 'બસ'માં અઠોઅડ કદીક બેસી જતા !
સુભાગ્ય વળી કોઈવાર ભગિની સહે નિજની
જતા ચલતચિત્રમાં, દૂર વિહાર અર્થે તદા
દ્યુતિ અસહ્ય બે અશક્ય ઝીલવી થતાં નેત્રના
ઢળી જત નીચે પ્રકાશ, પણ દૂર કૈં જઈ ફરી
જુએજ શિર ફેરવી ઉભય પાછું, ને હા મળી
જતી ઉભયની પ્રીતિસભર દૃષ્ટિ ! ના કૈં લહે
જરીય કંઈ અર્થ ભ્રાત પ્રિયનો ભલો એ ખરો !
સુનીલ તવ નેત્ર, બંકી ભ્રકુટિ છટા, ઓષ્ટથી
ઝરંત સ્મિતગંગ, કોમલ સુરમ્ય સુનાસિકા
તણો મદવળાંક સર્વ મુખની ગૌર સૌંદર્યશ્રી
મુકી જતી પટે નભે હૃદયવાસિનીની છબી !
ભલે નવ પ્રિયા તણી હૃદય ઊર્મિ કે ભાવના
છતાંય રૂપ રંગ સામ્ય થકી ચિત્ત આહ્લાદતા,
ભલે ન વરસો નભેથી ઘન શ્યામ આષાઢના
ગહેકી ઊઠશે મયૂર તસ દર્શને 'હ્લાદમાં !

૩–૧–૪૭

# જીવી જઈએ જુવાની !

[છંદ: શાલિની, હરિણી, મંદા, સ્રગ્]

( ૧ )

શાને વ્હાલી ! જિંદગીના પ્રભાતે
જીવનનભ રચતી કજ્જલશ્યામ રાત ?
હૈયે હૈયે રસ વરસતી ગીતભીની વસંતે-
શાને નિઃશ્વાસ, અશ્રુ, ભીતિ મરણની, વેદના ને અજંપ ?

( ૨ )

વ્હાલી ! જાણું જિંદગી દુઃખપૂર્ણ,
મધુતર ઉડી જાતાં સ્વપ્ન હૈયે ઘડેલા,
જ્યાં જ્યાં ધાર્યાં ગુલ સુમન ત્યાં પન્નગો ડંખ દેતા
દક્ષિણી માતરિશ્વા નહિ, વિષમ સમીરો બાળતા વાઈ રે'તા !

( ૩ )

ના, ના, થાવું એમ હૈયે નિરાશ,
નયન જળ ભરીને ના થવાનું ઉદાસ !
ટૂંકાં છોને જીવતર, ભરી દુઃખથી જિંદગાની,
તો યે હૈયે પ્રમોદે વદન હસતે જીવી જઈએ જુવાની !

૧-૧૦-૪૭

## દુઃખ–આરાધના

( પૃથ્વી )

દુઃખો ?

દુઃખ તણો નથી ભય જરાય હૈયે હવે,
સદા છ કટિબદ્ધ સર્વ દુઃખને સુખે ભેટવા
હરેક મુજ અંગ—
કિન્તુ ઈશ ! દુઃખ જો આપ તો
ઉજાડ પ્રલયાગ્નિએ, વિજ પડો કડાકે—કિંવા
અકાળ શિર ઘોર પ્હાડ સહ, રૂહો મચી તાંડવો
સદા ઉર ધરા પરે, તિમિરના થરો આવશે.
દુઃખો તણી જ અંત્ય કોટિ સહુ આવીને વિસ્તરો,
શું કે જગતના અસંખ્ય દુઃખીને સ્વનાં દુઃખ સૌ
દિસે અતીવ અલ્પ સૂક્ષ્મ તુલના મહીં ને સદા
મમ પ્રતિ વિલોકતા જીવન બોજ રે' ખેંચતા !
પડો જ દુઃખ દુઃખની કરું હું એક આરાધના,
સ્મૃતિ હૃદય જેની દે ઈતર દુઃખીને સાંત્વના !

૧૯૪૭

# અફળ મિલન

[ શિખરિણી ]

તમે જ્યારે મારી નિકટ વસતા ને ઉલટથી
હસી ગાઈ નાચી હૃદય હૃય કેરું રીઝવવા
જતાં ત્યાં મારાથી પ્રતિદિન જીભેથી અમસતું
સરી જાતું એવું રસમહીં, મુખારવિન્દ તમનું
બને કોપે રાતું, કટુ રસિક તીખા વચનમાં
તમારીયે સામે સતત વહતી રુદ્ર સરિતા !
ન જાને ! આ રીતે નિત ચીડવવામાં કઈ મઝા
મને ? ને ચિડાઈ કુપિત બનવામાંય તમની
વધે છે શી શોભા ? ગમ ન મુજને આ રમતની ! !
અને છો ના જ્યારે—
તમારાં ને મારાં સકળ સ્મરણોને સ્મરી સ્મરી
પ્રસંગોને તાજા કરી નયન પાસે ફરી ફરી
વિષાદે કે હાસ્યે ઘડી નયન જાણે હસી રડી !
વસો જો પાસે તો નજરનજરે છે ચીડવવું,
વસો જો દૂરે તો ગત સ્મરણ હૈયે ચિતરવું;
પરંતુ મુંઝાઉં રૂદન સ્મિત કેરાં ચયન શું
તમારૂં ને મારૂં અફળ મળવાનું શિદ થયું ! !

૧૪-૫-૪૪

# વિ સં વા દ

[ પૃથ્વી ]

વિનોદ રસમોદમા અદય ટીખળો ને ટીકા
કરૃતમ દીઠા તમે, વિમલ પ્રેમની વાણીમા
બનાવટ દીઠી કુશાગ્ર નટની, અને નેત્રના
સુદીન જલબિંદુને છટ કહી ઘૃણાથી હસ્યા!
પરિસ્થિતિ કરી બધી વિશદ, સાક્ષી દ્રષ્ટાતના
કર્યા ખડકલા શુ થાય? જ્યહી શાત ઘડી દિલે
બધુ સમજવાની ના ઉર જરા થ છે એવના!
ગયુ મહદ અશ આયુ બસ ગેર સમજૂતમા
રહ્યા નિકટ તોય રયા ભગ વિષાદ દુ ખ, વ્યથા!
તમે હૃદયની ઉષા મટી વિષાદ રગો ભર્યો,
અને પ્રણયના સમુજ્જવલ સુરેખ મધ્યાહ્નમા,
અખે! અવળચડી નીતિ ધરી, 'ન્યોન્ય રાહુ બન્યા!

[ શિખરિણી ]

અને આજે જ્યારે અઘ વિષમ નચે દૂર થતા,
ફરી સધ્યાકાળે અબનવલ રગો પ્રગટતા,
નથી એકયે કાળુ જલદ, બધુ છે સ્વચ્છ નભમા,
તદા આવ્યુ ભાગ્યે જીવન જીવવાનુ વિરહમા!

# સ લા મ

[ પૃથ્વી ]

મને ખબર નહિ તમે કુટિલ સ્વાર્થ ઝેરે ભર્યા,
ઓમી ઉપર ને નીચે ખદબદંત ઝેરે વસ્યા;
પ્રભા, ભભક, રમ્ય ગોદ નિરખી જરા શીતલા
રહ્યો સુચિર ત્યાં તમે વિષપ્રચૂર દાઢે ડસ્યા.
મને ખબર નહિ મધુર રસવાણી કેરા જલો
નીચે સતત વ્હે રહેલ જડબોધ પંકો તણો;
બનાવટ બધી જ ઉપરની, દંભ, કૌટિલ્યને
રહી સળડી સૃષ્ટિ ઉર મહીં ઝેરી સર્પો તણી!
મને ખબર નહિ દિલે રટવું અન્ય, વાણી મહીં
જુદું જ વદવું અને કરવું અન્ય તેથી ય તે!
બિચારું ઉર બાવરું સરખી સાત્વિકી સૃષ્ટિનું
નિવાસી કઈ પેર પામી કંઇયે શકે આ બધું?
મને ખબર નહિ જરા ઉપડતાં સુનેપથ્ય આ
સુવર્ણમય સ્વપ્નથી રચિત મોતી હીરે જડયો,
થશે પ્રકટ સૃષ્ટિ પ્રેત તણી, ઘોર કંકાલની
બિહામણી ડરાવતી જીગર રક્ત પિપાસુની!!
થશે ઉરની શી દશા અસહ એ મને ના ખબર!!
પરંતુ અવ થાય શું?
ખલાસ થઈ ખેલ ગ્યો સકળ બાજી પૂરી કરી
તમે વિજયવંત ક્રૂર હસી ધૃષ્ટ છેલ્લી કરી
સલામ—

૫-૧૧-૪૫

## પ્રથમ મિલનની સ્મૃતિ

[ મિશ્ર-વસંત, મંદાક્રાન્તા, સ્ત્રગ્ધરા ]

હવે પરિચિત સુખો ફર્યા કરે;
વિનોદ, આનંદ, તુફાન, મસ્તી,
જોતાં જ અન્યોન્ય દ્વિનેત્ર આદરે!
સન્મુખ છો ના—

પણ જ્યાં સ્મૃતિ-પટે
તરી રહો, જાણું ન લેશ શાથી
અનુભવે અંગ પ્રકંપ મસ્તીનો,
રમી રહે લોચન લોલ કોઈ
અગમ્ય તેજશ્ચમકાર, ઓષ્ઠની
ધીમી વહી સ્મિત-સુધા સુખથી અભંગ
વ્યાપી મારા અણુ અણુ વિષે ભીંજવે અંતર
પરંતુ મારી ઉરતંત્રી આજે
વદી રહી સૂર અનુક્તપૂર્વ;
થાક્યું છ હૈયું કરીને અભિનયો
એ સૌ હવે.

ચિત્ર ફરી રમી રહે
જ્યારે મારા આજના સૌ સુહૃદો
લજ્જાભીને અંતર, કંપ નેત્રમાં,

અસ્ફુટ માધુર્ય, વિમુગ્ધ સ્મિત ને
ગાંભીર્યમાં સ્પંદનને વધારતાં
પ્હેલા વ્હેલા મળેલા રસછલકત હૈયે અધીરા અધીરા !

હતું ઘણું અંતર બોલવાનું
છતાં જીભે ના સરી શબ્દમાળા,
ઊર્મિભર્યું અંતર મુગ્ધ ઊભું,
ઉરસ્થ સૌ શાંત થયા ઉછાળા;
હૈયે વસી વાત અસંખ્ય તોયે
પળેકમાં પાદ વળેલ પાછાં.
આજે પાછા રસિકો અપરિચિત બની જાય, પ્હેલાં મળ્યાની
ચાલો તાજી કરીએ સુખદમધુ સ્મૃતિ, બંધુ, આજે ફરીથી !

૧૯૪૫

# સખિ ! તું–વિરહિત વિશ્વમાં

[ વૈતાલીય ]

ગઈ છે પ્રિય ! જ્યારથી જ તું
ટકતો હા ! મુજ પાય ના ધરે;
નીકળી પડું બહાર શોધતો,
કંઈ ખોવાયલ ચીજ અંતરે.
ભમું નિત્ય બજાર ચોકમાં,
કદી હીંડી રહું હું ગલી ગલી;
કદી બાગ, સરિત, ટેકરી;
રહું સંધ્યા નિરખી ઝુરી ઝુરી.
મુખડાં સઘળે વિલોકતો,
દ્દગ લોભી ફરતી ચતુર્દિશા;
નયનો, લટ બંકી નાસિકા,
સ્મિત એ, ઓષ્ઠ તણી સુધા કયહીં ?
કયહીં એ મુખમાધુરી, છટા
સ્વર કે ચાલ તણી મળે કદા ! !
કરતી વિપરીત અર્થ ના
મુજ આ વર્તનનો પ્રિયે ! કદી,
નહિ લેશ થતી જરી ઉરે
કદી દોલાચલ ચિત્ત હે સખિ !
સખિ ! તું–વિરહિત વિશ્વમાં
જ્યમ દોડે મૃગ દેખી ઝાંઝવા,
ત્યમ હું ભટકું, કદી કયહીં
લહી તારો શકું અંશ કયાંયથી ! !

૨૩–૩–૫૬

# ઉચ્ચૈઃ હસું

પ્રવાસ અતિદીર્ઘ, રાત ઘનઘોર, દીવો નહીં,
પ્રચંડ ઘુરરાટી છાતી થડકાવતી, ઓ ઠરું !
પથે ગરતમાં પડું ગબડી ઠેશનો ભોગ થૈ
છતાંય ધપવું પુનઃ પ્રગતિપંથ જાણી હસું !
મહાજગતનાં કલુષિત, પ્રથા-રીતિ-દંભને
પગે નીરખું ઉરને કચડતાં કટૂતાભર્યાં
અતીવ અપમાન-ઝેર, કડવા ગળું ઘૂંટડા.
અને જગકૂપે જ શેષ જીવવાનું તોયે હસું !
મહારુદનના સરે, ડૂબકી-દા'ની ક્રીડા મહીં
કદી પકડું કે ઝલાઈ જઉં તોય ઉચ્ચૈઃ હસું !

૨૮-૧૦-૪૧

# વિષમ વિધિને !

[ સ્રગ્ધરા ]

આવે છો ઘોર ઝંઝા,
મઝધર મુજની
નાવને ધાવ દેવા.

ફાટે જ્વાળામુખી છો,
અગન વરસતા
ચંડ દુર્ધર્ષ ત્રાડે.

ગાજે છો આભ ઊંચે
સમમમ કરતા
વીજળીના સપાટા.

તૂટે છો મેઘ આરે
ક ડુ ડુ ડુ કરતા
પૃથ્વીયે લે કડાકા !

આવી ત્યારે ઉમંગે,
મનભર ઉજવી
મસ્તરંગી વસંત;

આવે તો આવતા છો
વિષમ વિધિ ! હવે
દુઃખ તારે પસંદ !

૨૯-૯-૪૬

# આત્માદર્શ

[ શાર્દૂલ ]

અન્યપ્રોક્ત ગુણોથી પ્રેરિત બની તેને વિકાસ્યે જવું,
અન્યોક્ત સ્ખલનોથી લજ્જિત થઇ ઉરે વિમાસ્યે જવું;
એનાથી શતધા પ્રશસ્ય નહિ કાં આદર્શ આત્માતણો:
કે જાતે નિરખી સદૈવ પરખું ગુણો અને દૂષણો !

૧૯૪૪

## હે પુષ્પ !

તારે જો કરમાઈ જઈ વિલીન બસ થાવું હતું આમ જો
શાને પાંખડીઓ પ્રસારી ઉરથી? ન્હેતી મૂકી સૌરભો?
ચિત્તાકર્ષક રંગ કેમ ખીલવ્યાં? ડોલ્યું મદે વાયુમાં?
મારા આ ઉરને બનાવ્યું તવનું!–હે! પુષ્પ ગુલાબના!

૧૯૪૭

# જવાહીર

( શાર્દૂલ. )

ખોટું ને નકલી જ, કોડી પણ ના, ના મૂલ્ય એનું થશે,
જેને ગૌરવથી ધર્યું, શિર ચહ્યું, સૌ તે પરે થૂંકશે;
એવી હોત કંઈય ભાળ મળી જો તારા જવાહીરની,
તો ના આમ થવા ખુવાર કદિયે ના દેત હું જિંદગી !

૪-૧-૪૭

# નોકરી

(શાર્દૂલ)

થૈ જ્યા મૅટ્રીક ને બી. એ. થઇ ગયા એલ; એલ. બી. યે વળી,
પૂછ્યુઃ શું કરશો હવે ?' વદી ઊઠયા; 'એમ એ;'ય 'પી. એચ. ડી;'
" ઓહો ! સુંદર, ભાગ્ય ધન્ય ! પછી શું વિચાર રાખ્યો ઘડી ?"
મૂંઝાયા, સ્મરી ડીગ્રી ના કંઈ વધ્યાઃ લાચારીથી "નોકરી !"

૨૪–૭–૪૬

## અબળા ?

[ અનુષ્ટુપ ]

તમોને અડકાડી ના મેં ટચલીય આંગળી
પાડીને નાનકું ખાસુ
નેત્રથી નાનકું આંસુ
ઘર, મિત્રો, સગાંવ્હાલાં, સંબંધી, ચાકરો મહીં
દાણાદાણ કરી નાખી તમે તો મારી રેવડી!

૨૭-૪-૪૩

# મુક્તિ–દેવ

ચેતનની પાંખે,
આવો હો ! મુક્તિ દેવ.
કિરણોની આંખે,
આવો હો ! મુક્તિ દેવ.
સૂતી છે ઘોર નિંદ ઘેન ભરી આંખડી,
સુધાની ધાર બની
આવો હો ! મુક્તિ દેવ.
સૂતો અચેત આત્મ કાયાને પીંજરે.
વાણીના દિવ્ય પાન
પાઓ હો ! મુક્તિ દેવ.
ગાવા શું ગાન ? પ્રાણ હૈયામાં લેશ નહિ,
સ્વાગત શું દેવ દિયે ? હૈયામાં હોંશ નહિ,
ચેતન વર્ષન્ત તમે
ધાઓ હો ! મુક્તિ દેવ.
નીકળ્યો ન શબ્દ, નેત્ર ઝંખવતી આંસુડાં
માળાના હાથ વચ્ચ કરમાયાં ફુલડાં;
ચેતન-વસંત બની
આવો હો ! મુક્તિ દેવ.
કિરણોની આંખે,
આવો હો ! મુક્તિ દેવ.

૨૪–૧–૪૨

## સ્વાતંત્ર્ય !

હે સ્વાતંત્ર્ય !
જપીએ તવ અવતારણ મંત્ર...
હે સ્વાતંત્ર્ય !

યુગયુગની આ ઘોર ગુલામી,
તન અંતર પર પ્રગાઢ જામી,
થીજી ગઇ જીવનની નિર્ઝર,
જામ્યા ઘન થર જીવન પટ પર,
આવ આવ લઈ તાંડવ જ્વાળા,
કર ખાખ મલિનતર અંગ–
હે સ્વાતંત્ર્ય !

* * *

હે સ્વાતંત્ર્ય !
કોડ અહીં ઊભા છે વીર,
વંદન કરત નમાવી શિર,
દેશે નિજના પ્રાણ સમર્પી
જે તૂટે જંજિર.
જાગ જાગ અણુઅણુની અંદર,
કર છિન્નભિન્ન સૌ બંધ...
હે સ્વાતંત્ર્ય !

* * *

હે સ્વાતંત્ર્ય !
સંધ્યા ઉષાના મૃદુ રંગે,
પંખીના કલનાદે,

નિર્ઝરના કલકલ નિનાદે,
પુષ્પની રૂપ પરાગે,
આવ આવ પવનોની લહેરે,
કરી દે ચિત્ત પ્રસન્ન...
હે સ્વાતંત્ર્ય !

*　　*　　*

હે સ્વાતંત્ર્ય !
કોડો જનને કરાલ કંઠે,
સ્તવન બુલંદ તવ જાગે,
તવ સ્મરણે શિશુવૃદ્ધ સકળના
છલકયા ચિત્ત અનુરાગે.
આવ આવ ધરી ત્વરા, દિલદિલમાં–
પ્રગટ કર આનંદ....
હે સ્વાતંત્ર્ય !

*　　*　　*

હે સ્વાતંત્ર્ય !
તન મન ધન સર્વ સમર્પ્યાં,
ખરચી જીવન દ્યુતિ,
તપઃ સાધના કરી પ્રખરત,
ધરી એક હૃદય તવ સ્મૃતિ.
ઉતર ઉતર સત્વર કરતું જા
તુષ્ટ સંતનું મન...
હે સ્વાતંત્ર્ય !

*　　*　　*

હે સ્વાતંત્ર્ય!
આવ આવ પ્રલયંકર પાંખે,
કાં રિપુ કંટક સાંખે?
જલાવ હુતાશન, જગાડ ઝંઝા,
નિરખ ત્રિલોચન આંખે!
દહન કર ઝટ ગૃહણ, કરી દે!
પ્રગટ મુક્તિનો ચન્દ્ર!

હે સ્વાતંત્ર્ય!
આવ આવ હે સ્વાતંત્ર્ય!
જપીએ તવ અવતરણ મંત્ર!
હે સ્વાતંત્ર્ય!

૧૦-૭-૪૭

## સ્વપ્ન

સ્વપનામાં ભારતની લોમ અમે જોઈ
આવતું'તું દિવ્ય દિવ્ય મલકાતું કોઈ
સ્વપનામાં ભારતની લોમ અમે જોઈ.

હસતી'તી આંખડીઓ
ઝણઝણતી ઝાંઝરીઓ,

સંગીતની લહરોમાં દિલ રહ્યું મોહી
સ્વપનામાં ભારતની લોમ અમે જોઈ.

વનરાજિ વિસ્તરી'તી
પંખીનાં ગાન હતાં,
ચેતન છલકાઈ રહ્યું
પત્થરમાં પ્રાણ હતા;

એ દિનનાં સ્મરણામાં આંખ જરા રોઇ
સ્વપનામાં ભારતની લોમ અમે જોઈ.

અંતરનાં ઐક્ય ભરી
બજતી'તી રમ્ય વીણા,
વિશ્વમહીં રેલવતી
ગીત પ્રેમભીના;

ક્યાં સંવાદી સૂરોની સારીગમ ખોઈ?
સ્વપનામાં ભારતની લોમ અમે જોઈ.

ત્યાં તો કો સંતનની
અમૃતભર આંખ દીઠી,
જર્જરતી કાય છતાં
યૌવનની પાંખ હતી;

સંતનને દરશનિયે આંખ અમે લોઈ
સ્વપનામાં ભારતની ભોમ અમે જોઇ.
આવતું'તું દિવ્ય દિવ્ય મલકાતું કોઈ
સ્વપનામાં ભારતની ભોમ અમે જોઈ.

૪-૧-૪૭

# કોઈ પેલા જોગીની આંખડી હસાવો

કોઈ પેલા જોગીની આંખડી હસાવો.
કરમાયા પંકજની પાંખડી હસાવો.

શાને છે મુખ ઉદાસ ?
શાને છે દિલ નિરાશ ?

એના સૂના દિલ-ગુંજને ગાનથી ગજાવો.
કોઈ પેલા જોગીની આંખડી હસાવો.

વરસોથી ઝંખેલું
મુક્તિનું સ્વપ્ન અમે,
આવ્યું એ પાસ છતાં
નયનો કાં દૂર ભમે ?

એની આંખે અશ્રુ ને દિલે કાં હુતાશ આવો ?
કોઈ એનાં અંતરનાં આતશો બૂઝાવો.
કોઈ પેલા જોગીની આંખડી હસાવો.

એનાં વચનોએ કંઈક
હોમાયા વીર બલિ,
મુક્તિ દેવીને ચરણ
રુધિરની અંજલિ,

તોયે દિલમાં ઘૂંટેલ કાં મળ્યો ન લ્હાવો ?
એ જોગીના દિલનો વિષાદ વિસરાવો.
કોઈ પેલા જોગીની આંખડી હસાવો

નંદનનાં કુસુમોથી
કીધી'તી અર્ચના,
નભધનુના રંગોથી
રંગી'તી કલ્પના,

રોળાયું સ્વપ્ન સૂણી સંહાર ઘોર પાવો,
કોઈ એનાં તૂટેલાં સ્વપનોના ટૂકડાં બતાવો.
કોઈ એના સ્વપનાની ભોમકા સૃજાવો,
કોઇ પેલા જોગીની આંખડી હસાવો.

૮-૧૦-૪૭

# ઉષાનું રાજ

ભારતની ભૂમિ પર ઉષાનું રાજ જાગે,
કોટો હૈયાં આજ ગાય એક રાગે

દિશદિશથી આવ્યા અવાજ, ગાજ્યા ભેરી પખાજ,
અણુમૂલ સ્વરાજ આજ શિર ભવ્ય રાજે;
અંધારી રાત ગઈ, તેજેની ધાર થઈ,
ઉમટયા નરનાર લઇ પુષ્પહાર સાથે.
કુંકુમના થાળ ભરી નીસરી ઉષા પરી
સ્થળ સ્થળમાં રંગ ઝરી, ગીત અનંત ગાજે;
માણી ન્હોતી મેં આવી મુક્તિની કૈં ખુશાલી

ચેતન મસ્તીની પ્યાલી પીઉં પાઉં આજે;
ભારતની ભૂમિ પર ઉષાનું રાજ જાગે

ગુંજે મલ્હાર વિહંગ કલકલ . વહો તરંગ
પુષ્પો સુગંધ મંદમંદ આજ વાજે;
વર્ષોની હાસ્યમિશ્ર થાઓ હવા વિનષ્ટ,
મુક્તિનાં મિષ્ટ પ્રાણ, પવન, નીર પાજે !
વર્ષોના મ્લાન મુખ, ભૂલી યુગ યુગનાં દુઃખ,
મલકાવો મુખ ભરી હર્ષ અતુલ આજે;
મારાં કંગાળ ભાંડું, આજે હું મીટ માંડું,

ગાઓને ગાન એક રાગે
ભારતને દેશ આજ ઉષાનું રાજ જાગે !

કંઈ કંઈનાં રૂધિર વહ્યાં, કંઈ કંઈ ઓ ! વીર ગયા,
મૂકતા લકીર ગયા; "આગે ઓ આગે;"

મુક્તિને પંથ ડુલ્યા, કંઈ કંઈનાં શિર ખુલ્લા !
બદનો પર માર ઝીલ્યા, મુક્તિના ફાગે !
એ સહુની મુક્તિ-પ્યાસ આજે લેવાની શ્વાસ,
નવલી સુવાસ ઉર બાગે બાગે,
દ્રવશે હૈયાનું અમી નીતરશે નેન ઝમી,

વીરમી ગઈ રાત વાદ્ય મંજુલ વાગેઃ
ભારતની ભૂમિ પર પ્રકાશપૂર જાગે.

આવો હિંદુ, મુસલમાન, મૂકી કોમનાં ગુમાન,
રાખી એક દિલ નિશાન, મુક્તિને વધાવવા;
આપણે બે એક ભાઈ, જન્મ જન્મની સગાઈ,
એક મેકમાં સમાઇ, ચાલ સ્વાગત ઉચ્ચારવા !
છોડોને ભેદભાન, ગાઓ અદ્વૈત ગાન,
સાંભળવા એક કાન વિશ્વ સજ્જ આજે;
ગાઓ થઇ ગુલતાન, ભારતનાં આંખ પાંખઃ

ભારતને દેશ આજ ઉપાનું રાજ જાગે.

૪-૯-૪૬

## સૂરજ ઊગ્યો રંગ સોનેરી !

મુખડાને મલકાવો માવડી !
આનંદે છલકાવો આંખડી !
મુખડાને મલકાવો માવડી !
શાશ્વત મુદિતની ઉષા રમવાને નીસરી,
ભારતને પગથારે હોંશભરી ઊતરી,
ગંગા યમુનાને તીર,
પાવન પીવાને નીર
ગાલે ગુલાલ ઝરે નયનોમાં વીજ છે,
ત્રિભુવન ડોલાવતું મુખડા પર સ્મિત છે
વેરતી નંદનના ફૂલ,
સુરભિત રંગિત અમૂલ
વસતી'તી એક વખત રંગે ઉત્સંગમાં,
પ્રસર્યા'તા ઠેર ઠેર જ્યોતિ સ્વાતંત્ર્યના,
આજ ફરી મિલન આતૂર
ઝનનન જો બાજે નૂપુર
દેખી ખટરાગ ઘોર વ્યાકૂળ થઈ આંખડી,
થર થર કમ્પન્ત દિલ નિરખીને શ્યામ ઘડી,
આજ નહિ અંતર લવલેશ,
ઝેરીલા રાગો ને ઝેરીલા દ્વેષ
પલટયા છે આજ ગાન પલટી છે બદ્ધ હવા,
કલ્લોલે લોકવૃન્દ માંડ્યું છે ડોલવા
રજની ગઈ કાજળ ઘેરી
સૂરજ ઊગ્યો રંગ સોનેરી !

૧૫-૮-૪૭

# ધ્વજ ગગન લહરાય !

[ સ્વતંત્ર ભારતની દ્વિતીય વર્ષની ઉષાએ ]

ધ્વજ ગગન લહરાય !
મુક્ત હવામાં પુલકિત પ્રાણો મસ્ત
બની મલકાય !
ધ્વજ ગગન લહરાય !
આજ અનુપમ હવા વહી રહી,
મધુતર ધરતી મહેકે
સૈકાના મૂક કંઠ મનોહર,
પંચમ સૂરમાં ગહેકે !
નવલ રંગ ઉર છાય !
ધ્વજ ગગન લહરાય !
ફળી યતિની મનઃકામના,
તિમિરભરી ગઈ રાત;
રંગ મનોહર ઉષા પધારી,
કરં ધારી ફૂલછાબ;
દિલ સાગર છલકાય !
ધ્વજ ગગન લહરાય !
નયન કરી રહી વંદન લાખો
શિશ ઢળે પ્રણિપાતે,
હર્ષસભર હૈયાં સૌ પીતાં,
મુક્તિસુધા સંગાથે;
સૂર બ્રહ્મ પથરાય !
ધ્વજ ગગન લહરાય !

આજ હવે શી જડતા, આળસ,
કેવી દિલ ઉદાસી !
ઝીર્ણ અંગ પર નવયૌવનની
ધાર ઝરી અવિનાશી;
નવચેતન ઉભરાય !
ધ્વજ ગગન લહરાય !

વેર, ઝેર, કુસંપ, કુહિંસા,
ભસ્મ બનો ક્ષણભરમાં,
પ્રેમ, પ્રેમ કરુણામય ગાંધી
નિવસી રહો તલતલમાં;
પ્રેમ સુધારસ પાય !
ધ્વજ ગગન લહરાય !

હવે સદોન્નત શિર હમારાં,
અક્ષય સજીવન વાણી,
સદા અડગ, અણનમ અમ મસ્તક,
અંતર ચિર યુવાની;
હઠે કદમ નવ પાય,
ધ્વજ ગગન લહરાય !

૧૨-૮-૪૮

## ઉષા

ઊગી છે ઉષા રંગ સુનેરી !
જોજો સ્વાતંત્ર્યની વાગતી ભેરી !

પંખીનાં મંજુલ ગુંજનો આજે
પ્રસરે છે દૂર દૂર,
કુસુમ-કાનને આજ મૂકયા છે
મોકળા સૌરભ પૂરઃ

જો જો હવાની ચેતન લ્હેરી !
આજ વહી રહી મસ્ત અનેરી !

ઘુઘવે ઘેરું ગાન મ્હેરામણ
ઊર્ધ્વ ઉછાળી અંગ,
પડઘા પર્વત કંદરા દેતી
ઉર મીલાવી સંગ :

તરંગના મૃદુ ફૂલડાં વેરી
વંદતો સાગર બાજતી ભેરી.

જામી'તી મારા દેશમાં કાળી
કાજળ કેરી રાત,
દીનતા, હીનતા કેરા ડુંગરડાં
રોકા'તા રોકી વાટઃ

તિમિર વાદળ શ્યામ વિખેરી
કાઢે દિવાકર કોર સુનેરી !

ક્રોડો જનોના અંતર ઉમંગે
ગજ ગજ ઊંચા થાય;
સ્નિગ્ધ સુકોમલ થનગન હૈયાં
આ નં દે છ લ કા ય :

ફળી શહીદોની આશા ઉંચેરી !
જો જો સ્વતંત્ર્યની વાગતી ભેરી !

ઊગી છે ઉષા રંગ સુનેરી !
સુણો સ્વતંત્ર્યની વાગતી ભેરી !

૧૬-૭-૪૭

# પર્વશિરોમણિ

[અનુષ્ટુપ]

આવ, આવ, ભલે આવ ! સુખેથી પ્રિય પર્વણી,
દેશનાં સર્વ પર્વોમાં મારી પર્વશિરોમણિ !
આમ તો કંઈક આવે છે તિથિઓ વર્ષમાં ઘણી
ધર્મની, જન્મ, મૃત્યુની અને કૈં કૈં પ્રસંગની !
અને એમ વહી આવે વ્રતો કેરી પરંપરા,
ઉજવે ઉત્સવો લોકો એની શી કરવી કથા ?



પણ ક્યાં જનને હૈયે હતી લેશે ય ચેતના ?
અંતરે ઊર્મિઓ ન્હોતી, ન્હોતી જીવનપ્રેરણા !
જડ યંત્ર સમા હૈયે હતી એક પ્રણાલિકા,
તેજ ના, હર્ષ ના માત્ર દુર્ભેદી હાસ્યની નિશા !
વદને સ્મિત કૃત્રિમ, અંગાંગે દાહ દુઃસહ,
નકલી નેત્રમાં દીપ્તિ, નીચે અશ્રુસમુચ્ચય !



પણ ત્યાં એક દિ વર્ષો કેરા ગાઢ તિમિરમાં,
કોટી ઉષા તણી કાંતિ દીપી માતૃક્ષિતિજમાં,
અને ત્યાં આભમાં છોળો ઊડી રંગપ્રભા તણી
ઉષાએ પ્રાચિમાં જાણે રંગમહેફીલ ગોઠવી !
શિખરે શિખરે મ્હેકી ઊઠી કેકા કલાપિની,
પંચમે સૂર કોકિલે વહાવી ગીત જાહ્નવી,
અનિલે પુષ્પ પુષ્પોની રેલાવી મત્ત સુરભિ,
નિસર્ગે ઉમટ્યો જાણે મત્ત સૌંદર્યનો નિધિ !

ધરિત્રી પે તૃણાંકુરો મંડયા છે મુગ્ધ નાચવા,
વસુધાને મળી મસ્તીભરી આજે જ શું હવા!
આવ્યે જેને બની મારી સજીવા સર્વ તિથિઓ,
લોકોને અંગ થીજેલી વહી આનંદ ઊર્મિઓ;
શહીદોનાં બલિઓએ નિવારી દાસ્યની નિશા,
અને પાછી ઘણે વર્ષે ઊગી સ્વાતંત્ર્યની ઉષા!
કલ્લોલી ચેતને ઊઠયો સળકી દેશ માહરો,
મુક્તિનો ધ્વજ ત્રિરંગી હવામાં આભ વિસ્તર્યો.



એવી આવ, ભલે આવ, સત્કારૂં પ્રિય પર્વણી!
દેશના સર્વ પર્વોમાં મારી પર્વશિરોમણિ!

૨૯-૭-૪૨

# ધન્ય દિવસ

[ પ્રજાસત્તાક દિને ]

આજ એ દિવસ જ્યારે નિશા તિમિરને
સાથ લઈ નઇ થઈ દૂર ધામે;
ને ઉષા રક્તવર્ણી પધારી નભે
રંગતી આભ કંકુ ગુલાલે !

આજ એ દિવસ જ્યારે સરી કાલિમા
શોક ઉદ્વેગની વદન પરથી;
સ્મિત લાલિમા પ્રગટી મુખમંડળે,
ડોલી કલ્લોલતી આજ ધરતી !

આજ એ દિવસ જ્યારે કરોડો ઉરે
અનુભવી ઊર્મિ સ્વાતંત્ર્ય કેરી,
ચેતના, મસ્તી, આનંદ કલ્લોલની
વાગી રહી અણુઅણુ મસ્ત ભેરી !

આજ એ દિવસ જ્યારે શહીદો તણા
સ્વાર્પણોનાં ઉગ્યા મિષ્ટ ફૂલો,
ગરીબડા દેશની ગૌરવોન્નત ગ્રીવા
જોઈ સાશ્ચર્ય રહ્યા વિશ્વ કુલો !

આજ એ દિવસ જ્યારે યુવક હૃદયને
લાધી શું ક્ષણ મહા જિંદગાની;
ઊર્મિ, આશાભર્યો કોડિલા જીવનમાં
નયન તે દિ' બની હર્ષભીની !

આજ એ દિવસ જ્યારે ભરતભૂમિનો
ધ્વજ ગગન ચુંબતો લહરમાં ફરફર્યો;
સત્ય, નીતિ તણાં ગીતને ગૂંજતો
દિવ્ય દીપક સમો ગૌરવે ઝળહળ્યો !

૨-૮-૪૯

# બાળવા ને ઉજાળવા !

સ્મરું તને
ઑગસ્ટની પંદર ! કેમ ના સ્મરું ?

હજી ન આવી ત્યહીં કૈંક દિનો
પૂર્વે જ હૈયે જગવંતી સ્પંદના,
નવી અને અંતરમાં છવાઈ રહે
આનંદની ઊર્મિ અને આણુ અણુ
મહીં બજે મુક્ત સ્વતંત્ર વીણા.

વર્ષો પહેલાં હતું શું મહત્વ ?
સામાન્ય સૌ વાર સમો જ વાર,
ન રંગ ઉત્સાહ ન કર્ષણો કંઈ,
વીતી જતી રાત, થતું પ્રભાત.

કિંતુ અધુના તવનાં પદાર્પણો,
જ્યાં થાય ત્યાં રંગ, કુસુમ, સૌરભે,
તારું થતું અર્ચન, ને વધાવવા
તને વહી રહે મૃદુ રમ્ય ગીતો.
એથી વધારે નિજ હૈયું આપી
ક્રોડો જનો આજ રહે પુકારી
તારો જય.

સ્મરું તને
આકાશમાં શ્યામલ મેઘરાત્રિ
ગુલામીની દુર્ગમ વિસ્તરી'તી,
એ સૌ પરે તેં તવ મુક્ત હસ્તે
કસુંબીનો રંગ દીધો લગાવી.

સૂનાં સૂનાં જંગલ કોતરો હતાં.
આવાસ ભેંકાર હતા નિઃશબ્દ,
ત્યાં કોકિલો મોર અને બપૈયા
તણી મહેફીલ દીધી જમાવી.

અશ્રદ્ધ, વિમાનિત, દીન મસ્તકે
ઉભેલ સૌ ભારતી બાલને દિલે
શ્રદ્ધા, સદા ગૌરવ, ઉન્નતિની,
જ્વલંત જ્યોતિ ગઈ તું જગાવી.

આવજે, આવજે વર્ષો વર્ષે સંદેશ લઈ નવા,
પર્વ હે ક્રાન્તિના ! જુનાં સ્મરણોને જગાવવા;
આવજે, આવજે રક્ષા અગ્નિપેથી ઉડાડવા,
હૈમની શુદ્ધિને અર્થે બાળવા ને ઉજાળવા !

૩-૮-૫૦

# મજલ !

આગે ! અવધૂત ! તારી મજલ જાય આગે !
"જય જય"ના નાદે જોને આભ ધરા ગાજે !
દેવા વરદાન સંત, અમર દેવોનું વૃન્દ
ગજવન્તુ દિગ્દિગંત દૂર થકી આવે;
છંટાયો નભ ગુલાલ, પ્રકટી વ્યોમ દીપકમાલ.
ધરતી આભ ખૂશખૂશાલ ગીત તારું ગાવે.
ગૂંજન્તાં ગાન એક તાલ એક રાગેઃ
"જોજે અવધૂત તારી મજલ જાય આગે."
દેવોની દિવ્ય છાય, ઋષિ મુનીઓની સ્હાય,
ચાલીસ ક્રોડોની કાય સ્હાય સંગ રે'જો;
ભારતીની સ્મિતઝરી, અંગઅંગ પ્રીતભરી
મૂર્તિ શુભંકરી સ્નેહસ્રોત વ્હેજો.
ઉભા લઇ વિજયમાળ, દિશદિશના દિક્પાળ,
ફરકાવી દીપ મશાલ; સ્મિત મ્હેર માગે.
જો જો અવધૂત તારી મજલ જાય આગે.
એક દિન પૂર દમામ હતું હ્યાં ગુલામી ઠામ.
નરકનું જ ઘોર ધામ; રાત કાળી કાળી;
ચાંપી ચીનગારી ભવ્ય, જગવ્યો પ્રકાશ નવ્ય
કીધું પ્રજ્જ્વલિત દિવ્ય, તિમિર સૌ પ્રજાળી;
ઝળકે જ્યોતિ અકંપ, ગાજે ગીતો અનંત
છલકંતી રંગભરી સૃષ્ટિ સકલ જાગે,
જો જો અવધૂત ! તારી મજલ જાય આગે.

ભારતના જન અપાર સૂતા ધારણ મોઝાર,
કોનો પડકાર સૂણી ઘોર નિંદ ત્યાગી?
જનતા ઓ દીનવદન! ન્હોતા શ્રી, સુખ, સદન;
કયાંથી આ ભુવન ભુવન જીવનજ્વાળ જાગી?
સેવા ને ત્યાગ ભોગ, અહિંસા, સતના પ્રયોગ
મરીને જીવવાનો યોગ સહેલ સહેલ લાગે
જો જો અવધૂત તારી મજલ જાય આગે!

હિંદુ, મુસ્લીમ સર્વ, મૂકી પથ, કોમ, ગર્વ
ઉજવો રાષ્ટ્રીય પર્વ હસ્ત આલી હસ્તે;
રંગદ્વેષ, રાગદ્વેષ, જાતિદ્વેષ લેશ નહિ,
એક દેશ-પુત્રઃ જવું એક મુક્તિ રસ્તે;
ભારત નિરખું સ્વતંત્ર, અંતરમાં એક મંત્ર,
અંતર તંત્રીથી મત્ત એક સૂર જાગે:
જો જો અવધૂત તારી મજલ જાય આગે!

જીવનનું નીર ઝરે આજે કલકલ સ્વરે
પંખી કલકંઠ કુજે, તરુવર ઝૂલે,
સ્થળ સ્થળમાં ઝળહળાટ, વિરમી ગઈ શ્યામ રાત,
જાગી જનતા વિરાટઃ કંઠદ્વાર ખૂલેઃ
'મ્હેકો મનુકુલનું ગુલ! સ્થળ સ્થળમાં હે અતૂલ!
કરવા અંધાર ફૂલ ચિર જીવો તેજવન્તા!
ભારતના કોહિનૂર! ગૌરવ હે મનુકુલ!
હોજો શાતાનુકૂલ પવન શિવ પંથાઃ ॥
આગે! આગે! અવધૂત તારી મજલ જાય આગે!
જયજયના નાદે જો જો આભ ધરા ગાજે!

૧૭-૯-૪૬

# અવધૂત ચાલ્યો !

અવધૂત ચાલ્યો !
અહિંસા તણો પાવક દૂત ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

અસત્ય, હિંસા, ભય, અંધકારે
વીંટાયલી ભોમ હતી, દલિત ને
પીડિતના આર્ત્ત કરુણ ક્રંદને
ભરી હતી દિશ દિશાંત જ્યારે–

હસ્તે ગ્રાહી સત્યની દિવ્ય જ્યોતિ,
હિંસા વિદારી, ભયને નિવાર્યો,
ચાંપી હૈયાં સાથ હૈયાં, ચખોનાં
લોહ્યાં આંસુ હૂંફ આપી દુઃખીને !

પ્રતપ્તનો અમૃત કૂપ ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

બંધૂક ને તોપ અસંખ્ય કૈં કૈં
શસ્ત્રો તણી ઘાતક શક્તિ કેરો
કર્યો પ્રતિકાર નિઃશસ્ત્ર, આત્મની
સામે ધરી વજ્જર ઢાલ, પાપીને

આપી ક્ષમા, પાપ સમૂળ છેદી
ઝઝા પ્રવાતે અચ્યુત ચાલ્યો !
અવધૂત ચાલ્યો !

ત્યાં શબ્દ દેવો ? હતી બદ્ધ જિહ્વા,
વીંટાઇને અંગ પડેલ શૃંખલા;
કલ્લોલવા મુક્ત હવા હતી નહિ,
સુભારતી ક્ષીણતનુ થતી રહી.

મૈયા ! તને દઈ નભ ઊડવાને,
કલ્લોલથી મંજુલ ગૂંજવાને,
સુઐક્ય, સત્પ્રેમ, સુબંધુતાભર્યું
તારું નભોમંડળ રાખવાને—

થઈને બલિ માત ! સુપૂત ચાલ્યો !
વિશ્વપ્રેમી ! અવધૂત ચાલ્યો !

૯–૨–૪૮

# ધરિત્રીનું રુદન

સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !
આકાશે ઈન્દુનાં જળ લોચનો ખિડાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

પંખીનાં ગાન ન'તાં,
પર્ણો સૂમસામ હતાં,

હવામાં લાખ લાખ હીબકાં સમાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

નીરવતા છાઈ હતી,
શોકિત વનરાઈ હતી,

અરણ્યોથી ક્રન્દન ના કારમાં દબાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

ઈશુ ને સુક્રતુની
આવી ગઈ યાદ જુની,

આંખોમાં આંસુના ધોધ ઊભરાયા !
સૂની રજનીમાં ધરતીના ડૂસકાં સૂણાયાં !

હૈયાના હીર સીંચી
અનુપમ પ્રતિમાઓ રચી;
મહેકાવતી વિશ્વબાગ
અણમૂલ ફૂલવેલ લચી;

છૂંદી કચરી કૃતઘ્ન ! લઈ સુગંધ, કાયા !
યુગતમના હારક ! તેજ ઓલવાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

૨-૨-૪૮

# પૂ. મહાત્મા ગાંધીજીને

હતી વિશ્વે વ્યાપી
અશાંતિ, ઉપાધી,

કુહિંસાનો વ્યાધિ જન સકળમાં ત્રાસ ભરતો,
નિસાસા ને અશ્રુ થકી ધરતીનો લોક રડતો !

ઉચતર નીચાને કચડતો,
જટિલ પથ ના માર્ગ સૂઝતો,

અસત્યે, અન્યાયે મનુ-તનુ જ આત્મા ભટકતો !

તદા પૃથ્વી પાટે,
દુઃખી, દીનો માટે,

તમચ્છાદી વાટે ઈશુ, બુધ તણી જ્યોત ઉતરી,
પ્રજાળી પોતાનાં જીવન જગ-નિશા પરહરી !

જગતિમિર માટે ઝઘડતા
પરમ શિવ માટે તલસતા,

તમે યે બાપુ થ્યા બલિ જગતશ્રેયાર્થ, હસતા !

## નંદનવનનું પંખી !

( સ્વ. મહા કવિ ન્હાનાલાલને )

[ અનુ ]

વહેતું પૃથ્વીને હૈયે સુગંધી પારિજાતની
નંદનવનનું પંખી આભેથી ઉતર્યું અહીં !
તપત્યાગ તણી પક્ષો વીંઝે છે ઉર્ધ્વ પંથમાં,
પ્રેમભક્તિ તણાં નેત્રે આંજીને અંજનો નવાં;
ગૂંજતું આર્યભાવોની ગીતા કંઠે નિરંતર,
સ્વદેશ સંસ્કૃતિ કેરાં ગાતું ગાન યશોજ્જ્વલ.
સમન્વય સાધ્ધું કેરો ધર્મે, રાજ્યે, જને જને,
સીંચતું ઐકયની ધારા પાર્થિવોને દિલે દિલે.
ભારતની યશગાથાનું વૈતાલિક બની ગયું,
યાવદાયુ શુચિ સ્તોત્રો ભક્તિભીનાં સ્તવી રહ્યું !
નંદનવનમાં પાછું દેવોના દિવ્ય ધામમાં
સહસ્રદલ પદ્મોની પંખી પોઢયું બિછાતમાં !
ગયું તોય ગીતો તેનાં ભરે છે કાળ ને દિશા,
ગાનના તાનથી થઇ છે અમૃતા વિશ્વની ધરા !

૧૪-૧-૪૬ સોમવાર

## સ્વ. કવિ મેઘાણીને

સૌરાષ્ટ્રના મોહક ભૂતકાળના
અંતસ્તલે જઈ કંઈ વર્ષ હાંકયા,
ઢંઢોળીને ગૌરવ રાષ્ટ્ર-વીરલા,
કર્યો સૂકામાં 'રસધાર'-છાંટણાં !

*

ખૂંદી ખુંદી દેશ તણા ખૂણે ખૂણા
કો ગ્રામ હૈયે લયલીન થાતી
સૌરાષ્ટ્રના ગીત-સમૃદ્ધિ-દીપમાં
સુચેતના નૂતન તૈલ સીંચ્યાં !

*

દૌર્બલ્ય ને દૈન્ય વિષે દબાયલી,
અશ્રુ, ચીસો, હાય થકી વીંટાયલી,
સૃષ્ટિ તણી ચીતરી ભાવ-ઝંખના,
કરી ખરી પીડિત-યુગ વંદના !

લખી ભરી વાસ્તવ સુખલાલની
કથા થયા કલાન્ત છતાં નહિ તમે,
ભદ્રા તણી પાછળ દોટ મૂકતે
ધર્યો નહિ અંતર આત્મખેદને.

અંધાર ! અંધાર ! થકી ન અન્ય
પેખ્યું જ્યારે નેત્રથી થઈ નિરાશ;
આંજી ત્યારે જ્ઞાન-અંજન-શલાકા
અમને બતાવ્યા—



જ્વલંત દીવા ઉર માણસાઈના–
બતાવતો એ દીપ ગૂલ થઈ ગયો
પ્રકાશ સ્થાનો તણું મૂલ દઈ ગયો !

*

સોરઠી સંસ્કૃતિ કેરે હૈયેથી ક્રન્દના વહી !
પહાડના બાળની વાંસે ધરિત્રીએ રડી રહી!

૧૯–૩–૪૭

# જોગીના જોગ કોઈ ઝીલો

[ ઢાળ: " ગોરસ લેઇ લેઇ પીઓ, ગોપિકાની ગોરસી ભરેલી " એ શ્રી ન્હાનાલાલના એક ગીતનો ]

જોગીના જોગ કોઈ ઝીલો,
જોગીની મઢૂલી છે દૂર;
જ્યોતિનાં ભર્ગ રમ્ય ઝીલો,
આત્મામાં ઓજસનાં પૂર.

મંજુલ તપ નીર વહે,
શિવમય સમીર વહે,
બ્રહ્મ-બંસરીના પથરાતા સૂર....જોગીની.

ગુરુતાનાં ગૌરવ ના,
માયાનાં મોહન ના,
પાર્થિવ લોભનથી દૂર દૂર ..જોગીની.

સંયમ ને સાધુતા,
માનવતા, બંધુતા,
મંગલમય ભાવના મધુર...જોગીની.

આંખડીમાં એક ભાવ,
અંતરમાં સ્નેહભાવ,
દુનિયાનો દૈવી કોહિનૂર...જોગીની.

જોગીના જોગ કોઇ ઝીલો,
જોગીની મઢૂલી છે દૂર.

૫-૭-૪૭

## શ્રાવણ માસે

વસુધાનાં અંગ ભીંજાયાં હો !
પુણ્ય મનોહર ધારે,
અમૃતનીર સીંચાયાં હો !
આજે અપરંપારે
રે આજે શ્રાવણ માસે.

મધુર નિનાદે પરભૃત કુજ્યા,
તરુવર પર રસમયૂરો ગહેક્યા,
પુષ્પ પુષ્પ અનિલો સહલહેર્યાં
પુલકિત મંદ સુવાસે,
શ્રાવણના શુચિ માસે.

દિશદિશમાં વિદ્યુતનાં નર્તન,
ગગન સકળ છાયાં શ્યામલ ઘન,
વહી રહી ઝરમર નિર્મળ ત્યહીંથી
આજ રસિક સુહાસે,
શ્રાવણના શુચિ માસે.

છલકયાં ઝરણાં, સરિતા, સરવર,
કુલકુલ રવ શું વહન મનોહર,
આવી વસ્યા સ્થળ સ્થળ હે સુંદર !
આપ શું રસ ઉલ્લાસે !
શ્રાવણના શુચિ માસે.

ચિર પિપાસિત આ દિલ ચાતક,
બળતું, શોષાય નિરર્થક,

## મહર્ષિ ટાગોરને—

આજે અમારા ઉરમંદિરોમાં
સ્વતઃ થયા બંધ નિનાદ ઘંટના;
સ્થંભ્યા શું સૌદામનીના પ્રપાતમાં
કરો અહો ! આલરને બજાવતા ! !

થયું શું આ ? દીપ પ્રકાશ એનો
પ્રસારીને અંતિમ બૂઝવાની
તૈયારીમાં, વ્યાકૂળ પ્રાણજ્યોતિ
સહસ કાં આમ વળાંક લેતી !

આનંદની રેખ અરે ! હજી તો
સુખે હતી સ્વૈર વિહાર લેતી;
ત્યાં તો ઢળી આમ અમાસ કેરી
કયાંથી કહો, શ્યામલતા વિષાદની !

અહો મહર્ષિ ! કવિ ! ઓ કલાજ્ઞ !
નિસર્ગના સાત્ત્વિક હો પૂજારી !
વિશ્વોન્નતીચ્છુ, અમ ભારતીના
વર્ચસ્વતા કૌસ્તુભ ગૌરવન્તા !

આનંત્યમાં અંતિમ લીન થાતી
વિશ્વેશની કેડી વિષે ભળી જતી,
પદાકૃતિ આછી રહી નિહાળી
આંસુભરી આંખ વસુન્ધરાની !

૧૦-૮-૪૧

## શ્રાવણ માસે

વસુધાનાં અંગ ભીંજાયાં હો !
પુણ્ય મનોહર ધારે,
અમૃતનીર સીંચાયાં હો !
આજે અપરંપારે
રે આજે શ્રાવણ માસે.

મધુર નિનાદે પરભૃત કુંજ્યા,
તરુવર પર રસમયૂરો ગહેક્યા,
પુષ્પ પુષ્પ અનિલો સહલહેર્યાં
પુલકિત મંદ સુવાસે,
શ્રાવણના શુચિ માસે.

દિશદિશમાં વિદ્યુતનાં નર્તન,
ગગન સકળ છાયાં શ્યામલ ઘન,
વહી રહી ઝરમર નિર્મળ ત્યહીંથી
આજ રસિક સુહાસે,
શ્રાવણના શુચિ માસે.

છલક્યાં ઝરણાં, સરિતા, સરવર,
કલકલ રવ શું વહન મનોહર,
આવી વસ્યા સ્થળ સ્થળ હે સુંદર !
આપ શું રસ ઉલ્લાસે !
શ્રાવણના શુચિ માસે.

ચિર પિપાસિત આ દિલ ચાતક,
દવ બળતું, શોષાય નિરર્થક,

## વર્ષાના વાયરા આવો !

વર્ષાના વાયરા ! આવો, આવો, હો ! તમે
વર્ષાના વાયરા ! આવો !
સાગર પર જલ ભરતી વાદળીને સાથ લઇ,
ધરતીનું હૈયું ભીંજાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

શિખરો પર મોર કુજે, કોકિલો આમ્ર પર
ગુંજે છે શબ્દઃ "આવો ! આવો !"
વનવનથી બુલબુલના આવે છે સાદ ધીરા,
પંખીની પ્યાસને છીપાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

હરિયાળી હસશે ને તરુવરો ડોલશે,
સ્થળ સ્થળ પર પુષ્પનો બસાવો;
ઝરણાંના જળ મહીં ગીત ઊંડાં ગાજશે,
જ્યાં આભલેથી વાગશે પાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

વર્ષાનાં રસ-જળમાં ન્હાવાને થનગનતાં
બાળક પર ધાર બની આવો;
કોક વખત આછેરી ઝરમર કે કોઈ વખત
ધોધ સમી ઝડીઓ ઝીલાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

સ્થળ સ્થળ લ્હાય વિનાશક,
જીવે કઈ શિત મંગલ આશે?
શ્રાવણના શુચિ માસે.

પ્રસરો જલ જીવનને તલતલ,
મૃત આશાઓ બનો સજીવન,
પુષ્પ, પર્ણ, તૃણ અન્ન ધરા પર
છલકાવો અનુદાસે,
રે પ્રભુ! શ્રાવણના શુચિ માસે.

વસુધાનાં અંગ ભીંજાયાં હો!
પુણ્ય મનોહર ધારે!
અમૃતનીર સીંચાયા હો!
આજે અપરંપારે.

૧૯૪૫

# વર્ષાના વાયરા આવો !

વર્ષાના વાયરા ! આવો, આવો, હો ! તમે
વર્ષાના વાયરા ! આવો !
સાગર પર જલ ભરતી વાદળીને સાથ લઇ,
ધરતીનું હૈયું ભીંજાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

શિખરો પર મોર કુજે, કોકિલો આમ્ર પર
ગુંજે છે શબ્દઃ "આવો ! આવો !"
વનવનથી બુલબુલના આવે છે સાદ ધીરા,
પંખીની પ્યાસને છીપાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

હરિયાળી હસશે ને તરુવરો ડોલશે,
સ્થળ સ્થળ પર પુષ્પનો ભરાવો;
ઝરણાંના જળ મહીં ગીત ઊંડાં ગાજશે,
જ્યાં આભલેથી વાગશે પાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

*

વર્ષાનાં રસ-જળમાં ન્હાવાને થનગનતાં
બાળક પર ધાર બની આવો;
કોઇ વખત આછેરી ઝરમર કે કોઈ વખત
ધોધ સમી ઝડીઓ ઝીલાવો !
હો તમે ! વર્ષાના વાયરા આવો !

આવો તો, વાત કહું : એકલા ન આવશો,
વીજળીનો સાથ લઈ આવો,
મેઘભરી રાત, હઈએ સ્વપ્નોના સાથમાં,
બારીએથી 'હાઉક' કરી જાઓ !
હો ! વર્ષાના વાયરા આવો !

આવો ! હો તમે વર્ષાના વાયરા આવો !!

•

૧૦–૮–૫૦

# હે જલ વરસો

વરસો, હે જલ ! વરસો !

શુષ્ક તરુવર,
તૃષિત વનેચર,
મૃત ભૂમિ, ખેતર–

ઝટ વિલસો !
વરસો, હે જલ ! વરસો !

ચૂપ મયૂરવર
નહીં કોકિલસ્વર,
ચાતક અંતર–

શોકિત, સદ્ય, હસો,
વરસો, હે જલ ! વરસો !

નહીં અવ બંધન,
નહીં અવ ક્રંદન,
મુક્ત ભૂમિ; અમ રંજન-

કાજે મ્હેક મહેક થઈ હસો !
વરસો, હે જલ ! વરસો !

૧૩-૮-૪૮

## ધરતીનો સાદ

ઉમટો અંતર આજ સ્થળે સ્થળ તારા ફુવારા રે.
ઉપલી ભોમથી આજ મારે ઉર કરો ઉતારા રે,
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

દિલની વીણા ગાન ભૂલી છે,
દેવ તણું આહ્વાન ભૂલી છેઃ

પુણ્ય પ્રકોપે આજ ભેદો એના મૌન કિનારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

મૂર્છિત તાપે શોષિત અંગો,
નિષ્કંપ વૃક્ષો, મૂક વિહંગો :

વરસી ધારા, ગજવો મારા મ્હેલ મિનારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

જલતી ભિતર ભીષણ જ્વાળો,
ઊડતી દિગંત દૂર વરાળો.

ફફડે જીવતાં જલતાં તેમાં પ્રાણ બિચારા રે.
સ્થળે સ્થળ તારા ફુવારા રે.

ઘોર પ્રલયકર આભ ગજાવો,
જળતો આતશ સાવ બૂઝાવો,

અંતર ગહને વસી ભરી દ્યો પ્રાણ, દુલારા રે.
ઉતરી રગરગ જગવો અંકુશ માનવતાના રે.
ઉમટો અંતર આજ સ્થળે સ્થળ તારા ફુવારા રે.

૧૦-૭-૪૬

## મેહુલિયે મ્હેર કરી રે !

મેહુલિયે મ્હેર કરી રે!
ધરતી આગે બળતી દીઠી,
આંતરડી કળકળતી દીઠી,
આભથી આવી મીઠી સુધાની ધાર કરી રે!
મેહુલિયે મ્હેર કરી રે !

મોટાં તરુ ને નાનકાં વેલાં,
નીતરી રહ્યા રસના રેલા,
પવને નાચે પાંદડાં એનાં પ્રેમ ભરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

ખારા સિંધુનાં મીઠડાં વારિ
ભરી પધારે વાદળ સ્વારી,
વચ્ચે વીજળીની દીપમાળ ધરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

જલની ધારા ગીતડાં ગાતી,
અનિલ લ્હેરી તાલમાં વાતી,
વ્યોમની વીણા બજતી જાતી મનડું હરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

ગિરમાં ગ્હેક્યા મોરલા સૈયા,
તરસ્યા બોલ્યા 'પિયુ' બપૈયા,
ધરતી માનાં હરખ્યાં હૈયાં સુગંધ ઝરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

૨૧-૭-૪૬

## પ્રીતનાં ગીતો ગાજે

કંઠમાંથી તો કેવળ ભૈયા ! પ્રીતનાં ગીતો ગાજે,
ભૈયા ! પ્રીતનાં ગીતો ગાજે.

છોને આ જગત ડગલે ડગલે કડવા ઘૂંટડા પાતું,
એક દિ' એ સૌ આપશે અમી પ્રેમરસે છલકાતું,
ન ઉતાવળે મુંઝાજે,
ભૈયા ! પ્રીતનાં ગીતો ગાજે.

મુખ પર વિષાદ આ શો ? નેનમાં આંસુધાર આ શાની ?
વચનમાં દીનતા આ શી ? મુખપે શાને દુઃખ ને ગ્લાનિ?
ધીર થા, આંસુ છાજે ?
ભૈયા ! વીર થા, સમર સાજે.

ચીરશે શ્યામલ શોકનાં વાદળ સ્મિતની વિદ્યુલ્લેખા,
રાજશે જીવનવ્યોમ ચિરંતન મંગલ જ્યોતિ રેખા,
છો તિમિર તારે આજે,
ભૈયા ! તેજનાં ગાનો ગાજે.

એક દિ' તારી ઝીલવા વાણી લોક બધા ઉભરાશે,
ન્યાળવા મંડળ મુખનું લાખો આતુર નેન મંડાશે,
તારી એક નજીવી હાકે
વિશ્વો હાલમડોલમ થાશે,
ભૈયા ! તારે પગલે પગલે ધાશે.

કંઠમાંથી તો કેવળ ભૈયા ! પ્રીતનાં ગીતો ગાજે.

૨૧-૭-૪૬

## રજા પડી હોત!

કેવી પડે મઝા, કેવી પડે મઝા.
આ જિંદગીમાં એક દિની પડી જાય રજા.
કેવી પડે મઝા!

સુખ દુઃખ, હર્ષશોક,
પથરાયા થોકથોક

વસે તેની પાર કોક, એ જ લઈએ મઝા,
જો પડી જાય રજા!

રાગ દ્વેષ, મોહ માયા,
તણી પથરાઈ છાયા,

તજી, ઓ અમૃતના જાયા. લઈએ ચિર ચાંદનીની મઝા,
જો પડી જાય રજા!

કલેશ, કંકાસ, કુસંપની,
જ્વાળ અહીં અજંપની,

ચાલો આનંદના મયંકની માણી લઈએ મઝા.
જો પડી જાય રજા!

ચિર આનંદ, ચિર જ્યોતિ,
દિવ્ય પુણ્ય મહોદધિ,

ઉછળે છે કોટિકોટિ, લઈએ એનાં મોજાંની મઝા,
જો પડી જાય રજા !

ગમી ગઈ આજ ઓથ,
તો તો આ પિતાની ગોદ,

જરી યે નહિ છોડવાના છોને થતી ગોતાગોત !
જો આ જિંદગીમાં એક દિની રજા પડી હોત ! !

૧૯૪૬

# કવિ શ્રી ખોટાદકરનો સંદેશો !

[ શાર્દૂલ ]

જે આપે જીવતા ઉપાન નરને મૃત્યુ પછી મૌક્તિકો.
આપે આસન રમ્ય કિંતુ સહુ તે ઉચ્છેદી મર્માન્તિકો;
લઈ લે પ્રાણ રીબાવી, ખાપણ દીએ જ્યારે જુઓ એટલું
એવી ભૂમિ તણા કૃતઘ્ન જનને આજે નમું હું નમું !

જેની દિવ્ય દયાથી અઢી રૂપિયે પામી ગયો નોકરી
ભારી યુગવિધાયકો, કવિ, મહાસંતો રહ્યો કેળવી,
'ને મારે ય જરૂર શી વધુ તણી ? વસ્તારી હું કયાં હતો ?
કાવ્યોના રસપ્યાસીને વળી હશે લક્ષ્મીતણો મોહ શો ?'
એવું જ્ઞાન કરાવ્યું'ને તમ હણ્યું મારા કુ—અજ્ઞાનનું
એવી દિવ્ય વિભૂતિના ચરણમાં આજે નમું હું નમું !

જેના પુણ્ય પસાદથી જીવી શકયો જુદી જુદી જિંદગી
ને આ એકજ આયુમાં લઈ શકયો વૈવિધ્યની વાનગી:
વૈશ્યોને રસમંદિરે રસસુધા વિષ્ણુતણી પામવા,
કયાંથી જાત ? ન થાત પાવન પછી આ દેહ ને આત્મ આ !!
વેદોના રમણીય ગ્રંથ તણી તો ઉપાસના થાત ના,
જોવા ભાગ્ય કપાસમાં કદીય હું સટ્ટા મહીં જાત કાં ?
કયાંથી થાત હું તાત તો જગતનો ? ખેતીય જે મેં કરી,
વીશી, ડેરી, તમાકુની વિગતથી "ઉદ્યોગમાળા" ભરી !
લેવાના ભવ સાતમાં અનુભવો તે મેં લીધા એકમાં,
એ જેની અમી દૃષ્ટિથી બની શકયું તેને હું આજે નમું !!

૧૯-૧-૪૫

# આ યુગના કવિઓ

ટેકો લઈ તકિયા તણો મદભર્યા બાપુશ્રી બેઠા હતા,
હોકો પાસ પડયો લઈ ફરી ફરી આનંદથી ફૂંકતા;
'ને મારા સમ એકવાર' તણી કૈં થાતી'તી તાણાતુણી
ત્યાં મેપા તણી સાથ ભાગ્ય વશતાં આવી પહોંચ્યા કવિ!

મેપાએ કવિની પિછાન સહુને આપી મધુરી ઢબે,
સંકોચે કવિએ હસંત વદને આપી લીધા સર્વને,
ત્યાં બાપુ જરી કંઈ હલ્યા, સુખ વિષે વાણી રહ્યા છે વદી,
'બોલો, કેવું લખો છ? એક નમૂનો, એકાદી તો કૈં કડી?'

લજ્જાવંતુ ધરી મુખે સ્મિત વદ્યા : ધીરી ગિરામાં, અહા!
કાવ્યો મીંદડી, ભંગડી, રુદડીના, ચૂસાયલા ગોટલા,
ભિખારી ઘૂવડો અને ઉકરડો, માખીય સંડાસની
આવી ક્ષુદ્ર ચીજે ય ઝાંખી કરીએ વિરાટતા આભની!

મેપાએ વચમાં જ 'અર્ધું' સમજી કીધું, 'કરોને જરી
લીટી બે ત્રણમાં અમારી કવિતા મોટી જરા છો થતી,
નહિ તો કંઈ નહિ ના અમારી કરતા, લેશેય ના વાસના,
બાપુની જ બનાવી દ્યો અબઘડી ખૂશી થશે સ્હેજમાં!'

જોડી કંઇ લલકારશે પળ મહીં ખ્યાલે સહૂ ડોલતા,
વારંવાર કવિશ્રીના વદનને સાશંક વિલોકતા.
'આવા પ્રાકૃત માનવી તણું નથી કો દિ અમે જોડતા,
એવા શીઘ્ર કવિ નથી જરીય કે આજ્ઞા થતાં બોલતા;

શ્રોતાનાં મન રંજવાની જરીયે ચાતુરી કે ના કલા,
શબ્દોની ન ચમત્કૃતિ, ન મધુરૂં સંગીત કાવ્યાંગમાં.
ગાવાનું ? સ્વપને ય નાહિં સ્મરજો, અર્થાનુસારી લય-
સાથે જાય વિચારના ગબડતા તોતિંગ શિલોચ્ચય !'

'મેપા !' જ્યાં કવિની પૂરી થઈ ગિરા કોપી વદ્યા બાપુશ્રી :
'કે'છે શું ઈ કવિ કહે સકળનો સારાંશ: 'છ ! બાપુજી !'
'બાપુ, છે 'કવિશ્રી જરાક અવળા કૈં છે અકોણા વળી,
એણે કાંઇ બનાવવાની હકમાં શાને હશે ના ભણી !

બાપુ ક્રુદ્ધ થયા જરા દૂર કરી હોકો વદ્યા આકળાઃ
" લઈ આવેછ શું કામ આંહીં લફરાં આવાં નકામાં બધાં !
પહેલાના કવિની શું વાત કરવી ? ઝાંપેથી લલકારતા,
કહેવાની ય જરૂર શું ? મનગમ્યાં નાણું લઇને જતા.

માખી, ભંગડી ગોટલા ઉકરડા કેરા કરો જોડકાં,
એનાથી ય ઘટયા શું દામ જગમાં મેપા ! હશે આપણાં ?"
ના, ના આપણી તો હજી કીરતી સૌ ગાજે છ દિગંતમાં
બાપુ ! આ જુગના કવિ–હું કહું શું ?–સાચેજ વંઠી ગયા !

૧૮–૭–૪૩

## કહી દે, હે મમ પુસ્તક કવિતના—

જોયું ઉજ્જડ, શુષ્ક ને ગણુમણુ ઉદ્યાન સાહિત્યનું
એમાં મિત્ર ભળ્યા 'છપાવ બસ તું' ત્યાં શું પછી પૂછવું?
ખર્ચી ગાંઠનું 'ગોપીચંદ' ઝટ મેં છપ્પો છપાવી પ્રતો–
મારા ગ્રંથ તણી,–અહો! ઝગઝગ્યો સાહિત્યનો માંડવો!—૧

મિત્રો, ભક્ત, પ્રશંસકો મહીં દીધી સોએક ભેટો અને
માસિકો, અઠવાડિકો મહીં ગઈ પચ્ચાસ વિવેચને,
દુરારાધ્ય વિવેચકો તણી કૃપા સુધા મીઠી ઝીલવા
ગૈ પચાસ, ખલાસ હાશ! થઈ છે આવી રીતે વાતમાં!—૨

અર્થપ્રાપ્તિ તણો વિચાર સળક્યો,—'આઝાદ ભંડાર'ને
આપી મોકલી તુર્ત પચ્ચીસ ગણી, પચ્ચીસ એજન્ટને
આપી બ્હાર ખપાવવા, રડીખડી દીધી સગા સ્નેહીને
આશાના ગગનાંગણે પછી વસ્યો સ્વપ્નેસ્મી સૃષ્ટિએ!—૩

ત્યાં સૂણ્યું કંઈ દિ પછી 'સીલ થયા આઝાદ ભંડાર'ને,
ને એજન્ટ ન જાણું, કયાં રખડતો ગ્રંથો ખપાવ્યા કરે!
'મારા ગ્રંથ તણી રસિક કરશે વિસ્તૃત વિવેચના'
એ આશા હતી તે વિવેચક શ્રીએ છોડી ધરા નશ્વરા!!—૪

તેમાં યે વળી પૂર્તિ કૈંક કરવા આવ્યો ધસી વ્યાઘ્ર શો
ધારો પેપરનો અને લઘુ બન્યાં માસિક સાપ્તાહિકો,
ઊડી ગૈ નવચેતના કંઈ તણી, કૌમાર્ય કોનું સર્યું,
પ્રસ્થાને અવસાનના સ્થગ પ્રતિ સુમુખને ફેરવ્યું!!—૫

જેના તંત્રી સદાય માદગીવતા એ સુત્રિમાસિકનું
આત્મા વાઙ્મય જ્યોતિ ઠામ મહીં કૌ' શી શું હરી નાહિં બન્યું!

'પત્રિકા' થઇ ગઈ દ્વિપાનવતી ને સૂકે રણે કુંજ શી
રે હા ! કોલકની ગઈય 'કવિતા' કાલાબ્ધિમાં ઓસરી !—૬

મિત્રોએ પ્રીતિભાવથી લખી દીધા લેખો પ્રશસ્તિભર્યા
એ સૌ દીનદશા મહીં અધિપતિ પાસે અ-છાપ્યા પડ્યા
થયો 'સાભાર સ્વીકાર' માત્ર, કંઈ જ્યાં વાંછેલ મોટું ઘણું,
કોકે લીધી 'સ્વીકાર નોંધ' જરી ને વાટેલ બાકી બધું !—૭

ત્યાં તો—

સુધાની નવી સાડીની વિનતિઓ વર્ષો તણી સાભરી,
મંજુલા, અરવિન્દની ઊભી હતી સુ-પેનની માગણી
ઉષાને ઊડતું બલૂન, જીતુને મોટર, રમાને સદા
મિષ્ટ સ્વાદની વાનગી—સહુ સર્યાં સ્મૃતિ પટે સામટા !—૮

બ્હાના કાઢી ઉડાવી વાત નિશદિ વેરી કુસુમો મૃદુ-
વાણીના, સમજાવતો નિત હતો પત્ની અને બાળકો;
તે સૌનાં મન રંજુ ને પૂરી કરૂં કોની, શી શી માગણી?
વાગી અંતરમાં વ્યથિત સૂરથી તંત્રી બધી સામટી ?—૯

ને ત્યાં સાંભર્યું પ્રેસ બીલ હજીયે પૂરૂં ભરાયું નથી,
ગ્રંથોત્તેજક મંડળે મદદને દેવા સ્વીકાર્યું નથી;
માઠા ચોઘડિયા વિષે જનમિયા કુણાલ જેવા તને—

રે આવા ક્રૂર કાળમાં
કહી દે, હે મમ પુસ્તકમ્ કવિતના શાને છપાવું ગમ્યું ? ? ૧૦

૧૯૪૫

(મારા એક કવિ મિત્રની સત્યકથાના આધારે)

## સમાન હક્ક

સ્વપત્ની ખંડમાં ધસી પિયુ તણા અને ત્વરા
થકી છ મંડી ફેંદવા કબાટના ખૂણેખૂણા,
વળી તપાસવા કીધાં શરૂ ખીસાં પીયુ તણા-
કોટનાં——

પડી ખલેલ લેખને પતિ તણા,
પ્રકોપ વાણીમાં ભરી વદ્યોઃ 'શું છે પ્રિયા?
શો અવાજ? શી ધમાલ? શી છ આ બધી ક્રિયા!'
'અરે! રહી છું શોધી મારી વોચ!' થઈ શિયાવિયા,
વદી રહી ધીમે સ્વરે, ઢીલે મુખે વચઃ પ્રિયા!

'તું સુધરી હજી નહિ,
આ વીસમી સદી ગઈ,

હજી તું મારૂં-મારી વાત જીભથી વદી રહી!
હવે સમાન હક્ક હે પ્રિયે થયા છ આપણાં
ન બોલ મારૂં-તારૂં બોલજે હવેથી આપણાં!
'અલે' કહી ખીસા મહીંથી 'વોચ આપણી' દીધી,
સ્ત્રીએ હસી કરે ગ્રહી રજા રસિકની લીધી!

આઠ દિ પછી વળી—
પ્રિયા તણી સવારી પિયુ ખંડ માંહીં નીકળી
ફેંદી વસ્ત્ર રહી બધા કબાટના ફરી ફરી

ધમાલ રહી મચી, ન ઈષ્ટ વસ્તુ તોય સાંપડી.
જ્યહીં જ્યહીં દગો પડી
ત્યહીંજ વસ્ત્રની ઝડી,
અસ્તવ્યસ્ત ખંડમાં પતિની દષ્ટિએ ચડી
વધો પિયુ 'ખલેલ આમ કાં કરે ઘડી ઘડી?'
ઊભી થઈ પ્રિયા જરા,
નચાવી નેત્ર નિર્મળા,
વદીઃ 'તમેય સ્હેજ માંહી થાવ છો શું આકળા?
રહી હું શોધી ક્યારની હું આપણા જ ઘાઘરા!'

૧૩-૧૨-૪૯

# પ્રિયા રસિકા ?

આશા હતી અંતર પામવાની
તને અને પામું ન તો મચી રહે
ઉત્પાત કૈં કૈં સ્મરી હાંફળો હું
ઉતાવળે પથ ધપ્યે જતો'તો.

નક્કી હતો 'ટાઇમ' છતાં ફરીથી
જોયું ઘડીમાં વળી કૈં વધાર્યો
પગો લિધે વેગ, ગયો ય પ્હોંચી.

આશા હતી, અંતરમાં મનોરથો
હતા, ઉછાળા વળી ભાવ કેરા,
મુખે ધરી સ્મિત જગ વધારી
ગતિ—

અરે ! ત્યાંજ ઘડીક માંહીં
એને જતી જોઈ અટોપ થાતી
કર્યા વિના ઓ ! દરકાર મારી.
ઓ નિષ્ઠુરા !—

કોણ ? પ્રિયા રસિકા ?
નહીં. બધી આ 'બસ'ની વિજ્ઞાપિકા !

૮-૯-૫૩

ધમાલ રહી મચી, ન ઈષ્ટ વસ્તુ તોય સાંપડી.
જ્યહીં જ્યહીં દગો પડી
ત્યહીંજ વસ્ત્રની ઝડી,
અસ્તવ્યસ્ત ખંડમા પતિની દ્દષ્ટિએ ચડી
વદ્યો પિયુ 'ખલેલ આમ કાં કરે ઘડી ઘડી?
ઊભી થઈ પ્રિયા જરા,
નચાવી નેત્ર નિર્મળા,
વદીઃ 'તમેય સ્હેજ માંહી થાવ છો શું આકળા?
રહી છું શોધી ક્યારની હું આપણા જ ઘાઘરા!'

૧૩-૧૨-૪૯

# આપની યાદી

[ ૨૨. કવિ શ્રી કલાપીની ક્ષમાભ્યર્થના સાથે તેમના એક સુપ્રસિદ્ધ કાવ્યનું પ્રતિકાવ્ય. ]

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
ગરદન ઉપર છૂરી ફરે તાતી કટારી આપની,

બાળકોનાં શુષ્ક, ફિક્કાં, દુર્બળાં અંગો ઉપર,
ચૂંટી, થપાટો, લાતથી યાદી ઝરી રહી આપની.

આ દિવસે ઘાટી, રસોયાની કરો છો રેવડી,
રાતના મુજ પર બજે ભીષણ સિતારી આપની.

ઘાટી રસોયા નવ ટકે, ચાલી જતા ત્રીજે દિને
ભાણું મંગાવું લોજથી ઓ ! શી છટા રુવાબની !

જ્યાં જ્યાં મીલાવે હાથ યારો, ત્યાં ત્યાં ચડાવો બાંયને,
અહેસાનથી દિલ ઝૂકતું (!) હા ! શી ખુમારી આપની !

ક્યાં ક્યાં ભલાઈ હું કરું ? દિલ ફિકર તમારા તાપની,
ધોવા તમે રાખો છૂપે સૌ ગોટીઓ હમામની !

નાટક, સિનેમાની લઢણ, ચોપાટીની મિઠ્ઠી હવા,
તમને ય ફીલમ શું ગમી ગઈ 'હાથ માંહી હાથની ?'

હું બન્યો મજનુ, તમે લયલા, કહો કયા પ્યારથી ?
શિરીં તમે તેમાં મળી મુજને સજા ફરહાદની !

# "અરમણીય મૂંઝવણ"

[ કાન્તા ]

કહાનો બેસી મધુવન વિષે મીઠી બંસી બજાવે
કલ્લોલંતા વિહગ, કૂજતી કોકિલા હર્ષ ઘેલી.
ત્યાં રાધિકા રવહિન પદે શાંત સસ્મિત આવે
ને વ્હાલાનાં નયન મધુરાં હસ્ત પદ્મે દબાવે.
વ્હાલો ત્યારે મીઠડું હસીને રાધિકા-હસ્ત ચૂમે
ચો ચક્ષુનું મિલન થતું ને હાસ્યની છોળ ઊડે !
મારા ઉરે કદીક સ્ફૂરતી કલ્પના કૈંક આવી;
જ્યારે મારા પતિશ્રી ઘરમાં વાંચતા 'ગ્રામલક્ષ્મી'
ત્યારે જઇને દબવું નયનો, કિંતુ દુર્ભાગ્ય આવું
પ્હેરે ચશ્મા મમ પતિ, કહો, કેમ નેત્રો દબાવું ?

૧૯૩૮

# આપની યાદી

[ ૨૧. કવિ શ્રી કલાપીની ક્ષમાભ્યર્થના સાથે તેમના એક સુપ્રસિદ્ધ કાવ્યનું પ્રતિકાવ્ય. ]

જ્યા જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની,
ગરદન ઉપર જીભની ફરે તાતી કટારી આપની,

બાળકોનાં શુષ્ક, ફિક્કાં, દુર્બળાં અંગો ઉપર,
ચૂંટી, થપાટો, લાતથી યાદી ઝરી રહી આપની.

આ દિવસે ઘાટી, રસોયાની કરો છો રેવડી,
રાતના મુજ પર બજે ભીષણ સિતારી આપની.

ઘાટી રસોયા નવ ટકે, ચાલી જતા ત્રીજે દિને
ભાણું મંગાવું લૉજથી એ ! શી છટા રુવાબની !

જ્યાં જ્યાં મીલાવે હાથ યારો, ત્યા ત્યાં ચડાવો બાંયને,
અહેસાનથી દિલ ઝૂકતું (!) હા ! શી ખુમારી આપની !

કયાં કયા ભલાઈ હુ કરું ? દિલ ફિકર તમારા તાપની,
ધોવા તમે રાખો ઉભે સૌ ગોટીઓ હમામની !

નાટક, સિનેમાની લઠણ, ચોપાટીની મિઠ્ઠી હવા,
તમને ય ફીલમ શું ગમી ગઈ 'હાથ માંહી હાથની ?'

હું બન્યો મજનુ, તમે લયલા, કહો કયા પ્યારથી ?
શિરીં તમે તેમા મળી મુજને સજા ફરહાદની !

પફ્ફ, પાઉડર, સેન્ટ, સ્નો, લિપ્સ્ટીક તણા અંબારથી !
તીજોરીને તળિયે મળી ખૂલ્લી હવા આફતાબની !

ભૂલી જવાતી છે બધી લાખો જબાનો સામટી,
નહીં વીસરું આપે દીધું આ ઘર ભરી સંતાનથી !

કિસ્મત કરાવે ભૂલ તે, પામ્યો પ્રસાદી આપની,
કઠણાઈ રુપે રહી જીવનમાં ઠેઠ યાદી આપની !

૧૯૪૬

# બે મિલન

( ૧૯૪૧-પ્રથમ મિલન )

રાત પૂનમની હતી.
આકાશથી ધરતી પરે વર્ષા વહન્તી રસ તણી,
તારા ચમકતા'તા હતી કંઈ આજુબાજુ વાદળી,
ત્યારે મળી'તી પહેલવહેલી પ્રેમભીની જોડલી
બે કવિની!

ચાંદ, પૂનમ રાત ને બંનેય જણ કવિ ને વળી
પહેલુંજ આ મિલન પછી રે' વાતમાં તે શી કમી!
નરસિંહનાં પરભાતિયાં ને પદ મધુર મીરાં તણાં
ગરબી દયાની, ચાબખા ભોજા તણા, બોધક દુહા
અખા તણા— પ્રાચીન યુગની—
લઈ ખબર નાખી મિનિટમાં!

ચર્ચા કલાનીતિ તણી, અર્થઘનતા, ગેયતા!
વાદ વાસ્તવ- ભાવના, ચર્ચ્યા પ્રશ્ન અનેકધા!
ત્યાં બારના ડંકા થયા ઘડિયાળમાં! ગૃહિણી વદી
તે સૂણીને: 'સૂઇ જાવ ચાલો, રાત અર્ધી ગઈ વહી,
પોઢયા કવિ ઉભય રહી ગઈ વાત કૈં કૈં અણકહી!

( ૧૯૫૧-બીજું મિલન )

એ જ ઘર એ અગાશી ને પૂનમની રાતડી,
દસ વર્ષ પર જ્યાં બે કવિએ વર્ષાવી'તી રસની ઝડી!
ત્યાં આજ પાછી ચિર સમે મંડાઈ'તી રસગોઠડી!
'ઘઉં કેટલા તમને મળે છે! કાપડ મળે છે કે નહિ?

ના ગોળ, સાકર, ઘી ન ચોખ્ખું, શી વીતકો સહેવી રહી
અહિંયાં ય એવું.

કંઈ ન કહેવું બોલ્યા કવિ વળતો ઉત્તર,
જ્યાં જુવો ત્યાં બસ દીસે છે 'ક્યુ' તણી સુદીર્ઘ લંગર
ટ્રેનમાં ને બસ મહીં, રેશન મહીં ને બસ બધે
એ એજ 'ક્યુ' જાતા કલાકો, લખવાની યે પળ ના મળે
કોલેજ, શાળાની વધી ફી, ચોપડી મોંઘી બની,
ઘર તણાં ભાડાં વધ્યાં, નવ પગારમાં પાઈ વધી.
કાળાં બજારો લે છ ભાવો રાક્ષસી......

ડંકા બજ્યા

ત્યાં બારના ઘડિયાળમાં ગૃહિણી કવિની બારણે
ઊભી રહી મૂક, સ્તબ્ધ એની આંખ જલબિંદુ ઝરે !
દસ વર્ષમાં પલટાઈ ગઈ કેવી બધી દુનિયા અરે !
કહેતી કવિ પત્ની વિલોકી રહી પૂનમના ચાંદને,
સંભારતી ગત દસ વર્ષ પહેલાંની પૂનમની રાતને !

# કેશ-શત્રુઓને

[ શ્રી. પ્રહ્‍લાદ પારેખના 'બનાવટી ફૂલોને' એ કાવ્યનું પ્રતિકાવ્ય ]

[ શિખરિણી ]

તમારે અસ્તરો છે,
બીજાં યે શસ્ત્રો છે.

ઘરાકીએ દીધો તવ જીગરમાં અગ્નિકણ છે,
બીજા ધંધાદારી થકી ચમકાવંતું જીવન છે;

લઇ માથું હસ્તે,
મુંડો અસ્ત્રે અસ્ત્રે-

ધનિકો, રંકોને, શિશુ, યુવક, વૃદ્ધો-સકળને,
કરી ઊંચાં નીચાં શિર, કરી દીઓ સાફ 'વન'ને!

તમે જો કે છોલો,
પરંતુ કૈં બોલો,

અરે! જંતુ ભોળો! અમલ કરતો સૌ નમી નમી,
ખરે! રાજ્યથી રહી તવ ચરણ નાથી! ચુમી ચુમી!

પરંતુ જાણો છો?
કદી તસ્દી લ્યો છો?

બિચારા આ નાના શિર ઉપરનાં કેશ કુમળાં,
સુગંધી તેલોથી સુરભિત બની નિત્ય શ્રમનાં

ન જાણો, ભોળું છું;
પરંતુ ભોળું છું;

ચલાવો છો કાં કાતર કુટિલ એવી લટ પરે ?
અરે ! એવી બંકી લટથી દિલ મોહ્યાં કંઇ હશે ! !

જુલાઈ '૪૬

# લીટી રચાતી ચાલી

આકાશે વીજળીએ કીધા ચમક ચમક ચમકારા.
મેહુલિયે ધીરે રહી ઝરમર વરસાવી જલધારા.
ઉરનો દરિયો ચડિયો હિલ્લોળે ગર્જન ઘેરું જગાડયું,
મેં લઇ કાગળ–પેન મધુરું કાવ્ય લખવા માંડયું.
નલિન, લતા લઈ લાકડી મારી કરતાં અશ્વ–સવારી,
'ચલ ઘોડા'ના ઘોર અવાજે કરી મૂકી કીકીઆરી.
(પણ મારી તો ધીમે ધીમે લીટી રચાતી ચાલી.)
પાછળ ખૂણે બેમી સુધા શીવતી'તી ત્યાં પહેરણુ,
નલિન, લતાને જરા ટપારી ધીમી વદી વચનઃ
'બહાર રમોને જાવ આવ્યાં સૌ' બોલી બીતા બીતા
'નથી જોતા આ ભાઈ તમારા લખી રહ્યા છ કવિતા!'
'ચાલ' કહીને લતા, નલિન સૌ બ્હાર ગયા ફળિયામા
'ચલ ઘોડા'ના મૃદુ કલનાદો ગુંજ્યા માત્ર હવામાં
હજી રહ્યા'તા વિક્ષેપક બે તત્ત્વો પાછળ માર્ગ
ઉધા જીતુ બે પાછળ બેઠા કરતા ધૂસ્તાપાટી!
(પણ મારી તો ધીમે ધીમે લીટી રચાતી ચાલી!)
પાછળ ખૂણે બેમી સુધા શીવ'તીતી ત્યા પહેરણુ,
ઉધા જીતુને જરા ટપારી ધીમી વદી વચનઃ
'બ્હાર રમોને જાવ અલ્યા સૌ' બોલી બીતા બીતા
'નથી જોતા આ ભાઈ તમારા લખી રહ્યા છ કવિતા!'

'ચાલ' કહીને ઉઘા, જીતુ યે બ્હાર ગયા કુળિયામાં,
શાંત પડી ગઈ ટોળટીખળની મંજુલી સ્વરધારા
(પણ કાં ખૂટયા અંતર મારે શબ્દોના સથવારા?)
પછી દીઠું તો સુધા તણી યે મૂર્તિ કાં અહીં ન મળે?
દીઠી જરા દૂર હસંત વદને બે બાળકની વચ્ચે!
ફરી ઉપાડી કલમ છતાં ના વાણી અંતર સ્ફુરી,
પ્રશાંત આ સૂનકાર મહીં યે કડી રહી અણપૂરી?
શબ્દો સરતા સરતા ભાગ્યા, છંદ ચડયો સ્વચ્છંદે,
કંઈ સ્ફુરવાની આશામાં ગીટ માંડી રાખી દિગંતે!
ભાંગી ઊર્મિ, કલ્પનભાવો નાસ્યા અવળે પંથે!
નલિન, લતા સૌ અહીંઆ આવો જીવંત રસના ભાવો,
ઉઘા જીતુ સૌ પાછાં આવી એકલતા અળસાવો.
લઈ લ્યો લાકડી શરૂ કરી દો પાછી એજ સવારી;
'ચલ ઘોડા'ના મૃદુ કલનાદે કરી મૂકો કીકીઆરી!
નિઃસંકોચે ફરી આનંદે વળી એ ધૂંસ્તાપાટી
કરો, સુધાને હવે મઝા ના કોઇની કરવી ટાઢી.
કવિતાની જીવતી રસવાડી, શીદ ઉપાધી ખાલી?
(ફરી મારી તો ધીમે ધીમે લીટી રચાતી ચાલી!)

માર્ચ, '૪૫

## પૂલ ઉપરથી

પૂલ ઉપરથી કો કુમારી
ભજવંતી અંગે રૂપસિતારી

આવતી'તી, દૂરથી હું દેખતો તનુયષ્ટિ તેની,
ક્યારે સરે નજદીક, ને હું ન્હાઉં એ સ્મરૂપ હેલી !

ધીમે ધીમે વધતા કદમ,
જીભ પર સરે સાકી, સનમ !

અંતર તલસતું'તું પિપાસુ દર્શને થાવા ખતમ !

આવી નજીક, નયનો બિરાદર,
તાકે ફનાના રાહ પર,

પણ હાય ! ક્યાંથી આભથી જલબિંદુ કો ચશ્મા ઉપર,
ગઈ વાદળી ટપકી, બગાડયો ખેલ આખર એકદર !

૨૯-૭-૪૮

# પ્રણય અને પરિણય

[ શિખરિણી ]

'સુચારુ પેલી', ને 'ધનિક જન છે,' ન્યોન્ય મત થ્યા,
પછી પ્રીતિ કેરા અરુણ સમ બે ઓષ્ટ મલક્યા;
'પ્રિયે, દેવી, વ્હાલા,' કલમ થકી સંબોધન મળ્યાં,
અને સાંજે છાપા મહીં ઉભયનાં ચિત્ર પ્રગટ્યાં!

'પૂછ્યા ગાછ્યા વિના ભમ છ, નથી એ ઢંગ ગમતા,'
'ફરો મોડી ગતે કયહીં? ચૂપ? ન શબ્દેય વદતા!'
'તમારે શું?' બોલ્યા ઉભય, રીસમાં હોઠ ફફડ્યા,
છણી સાથે પાછા અભિનવ સમાચાર પ્રગટ્યા!

૩૧-૭-૪૬

## " દેવ દુદુંભી ગાજે "

એક કવિએ લખી કવિતા મદઝગની મુગ્ધાની પર,
પદ દ્વય એને ઝાંઝર ઝણકે, કર રણકે કંકણઃ
રૂપ મધુર સુમંગલ!

અલક લટો સહુ રમે લહરીઓ, પુષ્પ ગૂંથ્યા નવરંગી,
પળે પળે ગમ સૌરભ વ્હેતી, મૂર્તિમતી વાસંતી!
અહોહો! આજ દીઠી મૃદંગી!!

સ્મિતસુધા વ્હે અભંગ ઓષ્ઠે. ખંજન રમ્ય કપોલે,
એનું પીયૂષ ઝીલવા ઉત્સુક હૈયાં મળતાં ટોળે;
દિલ પ્રમોદને હિંદોલે!

શુચિતાની ગમમૂર્તિ, મારું જીવન આજ અધૂરું,
અણુઅણુના ખંડિત ટૂકડા જીવનબીન બસરું;
આવ સખિ! તવ માટે ઝૂરું!!

—વિવેચકનો અભિપ્રાય—

"ભાવ રસિક છે, સુરમ્ય કલ્પના, છંદ સુગેય મધુરા,
સ્વરવ્યંજનનું અદ્દભુત સંગીત, કવિ ખીલ્યા છો પૂરા
પ્રણયસમરમા શૂરા!

જગ કાવ્યોની શ્રેષ્ઠ પંક્તિમા કાવ્ય તમારું ગાજે,
ગુર્જરીનુ દારિદ્ર ફીટાડયુ તમે કવિવર આજે;
જો દેવદુદુંભી ગાજે!

'પણ કહી દો' વધ્યા વિવેચક 'આ છે કોણ કુમારી ?
ઝરી તમારી દિલની ચોરી ! કયે સ્થળે વસનારી ?
તવ દિલ તણી દુલારી !'

'કંઈ નહિ કંઈ નહિ' કહે કવિશ્રી લજ્જાની ઢળી છાયા,
'નહીં કહી દો કયા દગળાણે પ્રારબ્ધ લેખ લખાયા ?
કયાં આત્મે આત્મ પીછાન્યા !!

કવિવરના કોમલતર હૈયે અસ્ફુટ ભાવો ઊડયા,
અંતરના અણુ આણુની અંદર કોકિલ ગૂઢ ટહૂકયા;
વહેતા સર વાણીનાં મૂકયાં:—

'મુજ અંતરની મંગલ "જ્યોતિ" રહે તમારે ઘેર,'—
માફ કરજો'—'કરે માફ શું ? કીધો કાળો કેર;'
થયું વિવેચકને વેર.

'દુષ્ટ કવિ, તું'—'દુષ્ટ હું કાં ? આ શ્રેષ્ઠ પંક્તિમાં રાજે,
'ભાવ મધુર છે સુરમ્ય કલ્પના' મૂકી મત આ છાજે ?
જો દેવ દુદુંભી ગાજે !!'

૧૯૬૫

# એક કૉલેજિયનને એવી ટેવ!

એક કૉલેજિયનને એવી ટેવ, નટનટીઓને ગણતો દેવ;
કાઢે બાપ લગનની વાત, મચવે ઘરમાં ઉલ્કાપાત!
ખીસામાં ફોટા લઈ ફરે, રૂપ દીઠે ઈશારા કરે!
પડે ચંપલ મૃદુ કો દિ પીઠે, માન મળ્યું ઢંઢેરો પીટે!
કોઈ નીકળી નામીચી નટી કે નિરખવાને કાઢે હડી;
હસ્તાક્ષર લેવા તડફડે, ન મળ્યા તો છબી આગળ રડે!
મળી મુલાકાત તો બોલે વાહ! નિરાશ થાતાં કાઢે આહ!
કઇ નટીએ કેમ બદલ્યા પતિ, નોંધ એની પાસે અથ-ઇતિ!
સિનેમાની કોઈ કરતું વાત, કરે વિવેચન પાડી ભાત:–
કાનનનો કોકિલ શો સૂર, નસિમ સુંદરતા મશહૂર!
જાદુઈ છે નૂરજહાંની નેન, રહે સતાવી દિવસ રેન!
ચીટણીસની ચાલી ગઈ ચમક, નલિનીની નીકળી છે ઝમક!
અશોકની એ બીજી પાંખ, બની જગતની આજે આંખ.
પણ પ્રણયમસ્તીની વાત, રાજ ને નર્ગિસ આડો આંક!
લાવે પશ્ચિમના અહીં નખરા, સત્ત્વ ન કૈં ને ઊડે કાંકરા.
ભારતભૂષણ ને મીનાની જોડ હવે જામી મસ્તાની!
એવી તો કંઈ જામતી જોડ, વરસમાં થાતી તોડાફોડ!
(દિલીપ કામિની, અશોક લીલા, ક્યારે છે ઈના ઈ ચીલા?
ત્રિલોક નિરુપા, નૂતન નાસિર. આ જોડી શું રહેશે સ્થિર?
સોરાબ મોદી દુર્ગાખોટે, ક્યાંય દેખાય છે સાચે ખોટે?)

નટ રહેતો મદમાતો અંગ, પણ નટીના ઓસરતા રંગ!
નટ એનો એ નવલી નટી, એમ જોડીઓ જાય બદલતી!
માંડ સૌ દસકો યે જીવે, રૂપ ગયું કે આંખો રુવે!
દીકરી બનતી તે બનતી મા, વહુજી થઈ જાય સાસુજી મા!
'હીરો'ને હડસેલી મૂકે, બને બુઢ્ઢો મે ગરદન ઝૂકે!
રૂપ યૌવન છે અહીંનો સાર, એ ગયું કે મંદ બજાર!
સાંભળનાર વચ્ચેથી પૂછેઃ પૂછું વાત જો તમને રૂચે!
'કામ કરો છો હમણાના શું?'–કોલેજિયનને આવ્યું બગાસું!
'નોકરી છે કે વિદ્યાભ્યાસ?–યુવકને થઈ નાસાનાસ!'
છે ઘરની કંઈ જવાબદારી? કે મારુતી સમ છો બ્રહ્મચારી?
'બસ'-ત્યાં તો સામેથી આવી કોલેજિયનને ફાવી ફાવી,
માફ કરો આવી ગઈ 'બસ,' ફરી મળીશું કોક દિવસ!

૧૮–૧૨–૪૮

# કળિકાળના કૃષ્ણસુદામો

[ કવિ પ્રેમાનંદના 'સુદામાચરિત'ના
અનુઃ કાવ્યખંડનું પ્રતિકાવ્ય ]

પછી શામળિયોજી બોલિયા, તને સાંભરે રે ?
આપણ બંને જણાની જોડી, મને કેમ વીસરે રે ?
આપણે કંઈ કાળ રહેલા સાથ, તને સાંભરે રે ?
હાજી યરોડા જેલની એ ખોલી, મને કેમ વીસરે રે ?
ભોંયપથારી ને હાથનું ઓશીકું, તને સાંભરે રે ?
હાજી જમતા ભાખરી લૂખી, મને કેમ વીસરે રે ?
કરતા ત્યાગ-સેવાની વાત, તને સાંભરે રે ?
મંત સંત તણો સંગાથ, મને કેમ વીસરે રે ?
લાઠીમાર, બંધૂકના બાર, તને સાંભરે રે ?
દેતા બ્રિટિશને પડકાર, મને કેમ વીસરે રે ?
પછી હિંદ થયું આઝાદ, તને સાંભરે રે ?
આનંદ-ઉત્સવગાન, મને કેમ વીસરે રે ?
આપણા સમર્પણોની સિદ્ધિ તને સાંભરે રે ?
તું થયેલ પ્રધાન, મને કેમ વીસરે રે ?
સુંદર બંગલો, હાજર મોટર, તને સાંભરે રે ?
મારે છાપરેથી ટપકે મેઘ, મને કેમ વીસરે રે ?
પ્લેન, ટ્રેન, એરકન્ડિશન્ડ તને સાંભરે રે ?
હું વીરમગામ-દાદર ખદતું ટ્રેન, મને કેમ વીસરે રે ?

રોજ માન, સમારંભ, મિજબાની તને સાંભરે રે ?
કરગરતા ભિક્ષુક ચોપાસ, મને કેમ વીસરે રે ?
ઠેર ઠેર ભાષણના ભભડાટ, તને સાંભરે રે ?
એમાં ગાંધીજીનું નામ તો ખાસ, મને કેમ વીસરે રે ?
આપણી યોજનાઓની વાત, તને સાંભરે રે ?
મારી લંગોટી હજુ સાબૂત, મને કેમ વીસરે રે ?
મારાં બાબાબેબી ભણે પરદેશ, તને સાંભરે રે ?
આપણી એક નીતિ અદ્‌ભુત, મને કેમ વીસરે રે ?
મારી જાહોજલાલીનો એ કાળ, તને સાંભરે રે ?
હતા ઉદ્‌ઘાટકના શિરતાજ, મને કેમ વીસરે રે ?
આપણ તે દિનથી જુદા થયેલ, તને સાંભરે રે ?
તેને વહી ગ્યાં વર્ષ જ પાંચ, મને કેમ વીસરે રે ?
ચૂંટણીમાં આ વેળ ન હું ફાવ્યો. તને સાંભરે રે ?
તેથીસ્તો મળિયા આજ, મને કેમ વીસરે રે ?

૧૯-૧૧-૫૭

## કૉલેજ વિદ્યાર્થીને

[ 'ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે'

એ સ્વ. કવિ બાલની સુપ્રસિદ્ધ ગઝલનું પ્રતિકાવ્ય ]

ગુજારે જે શિરે તારે જ્ઞાનનો નાથ તે સહેજે,
ગણ્યુ જે પ્યારું પિતાએ અતિ પ્યારું ગણી લેજે.
ગુરુઓની લૂખી વાણી મહીં ના સાર ભાસે તો,
ઘડી બે ચંદ્રમુખી પર નજર તું ફેરવી લેજે, !
નવો પૈસો ય શું થાશે જગતમાં મૂલ્ય પંડિતનું ?
ધરીને નામ 'સ્કૉલર'નું મફત બદનામ ના થાજે.
પુસ્તકોના લિફાફામાં ખરી વસ્તુ નહીં ભાસે,
નિહાળી લાયબ્રેરી કે બીજે રસ્તે વળી જાજે !
સિનેમા, નાટ્યનો રસિયો રખે ચૂક 'મેટિની' એકયે,
ઉધારી જાય હદથી તો પિતાને પત્ર બે લખજે.
કરકસરની શિખામણને ફૂંકી દેજે ધૂમાડામાં-
બીડીના, ને ન સૂટ, બૂટનો કમી ભપકો થવા દેજે !
રહે છે દૂર દિલબર સૌ ખીસાં જો હોય ખાલી તો,
ભરેલે દોડતાં આવે-ન વિશ્વાસે કદી રહેજે.
બની "મજનુ" થજે જાહિર ગલી, શેરી, બજારે પણ
સનમ-ચંપલ-પ્રસાદીની મઝા તો એકદો લેજે !
અહીં નાટક, મનોરંજન, રમત, આનંદ-સંમેલન,
કલા, સૌંદર્ય ને સંગીત-ન બાકી કંઈ રહે જોજે !

અહીં લંબાય ત્રસો તો ઉતાવળ શી છ પદવીની ?
થતું ભણુતર વધુ પાકું : દિલાસો ના કદી ખોજે !
મળે જે 'પાસ' કે 'ફેઈલ' સદા સંતોષમાં રહેજે,
છ–માસીનાં પરિણામો ઘરે ના કોઇને કહેજે !
કંઈ ફર્સ્ટ કલાસ લાવે છે, ન તેની સંગતે રહેજે,
સદા યે "આમ જનતા"ની સહે રહીને મઝા લેજે !
અધૂરું જો રહે શિક્ષણ ઉપાડી કો નવી ચળવળ,
કરી સમદુઃખિયાં ભેગાં તું યે "નેતા" બની જાજે.
છતાં યે દષ્ટિ તો મંત્રી–ગવર્નરના જ હોદ્દા પર
સદા રાખજે, ખાલી થતાં ખૂરસી મળી જાશે !
મળે ખૂરસી પછી પીડા તને શી છે કહે, ભાઈ!
બધી પીપુડી ગાજરની બજે નહિ તો જજે ખાઈ!

૩૦–૧૨–૫૮

